સત્યવાદી 

# હરિશ્ચંદ્ર

અને સતી

# તારામતી

## નાટક ત્રીઅંકી.

---

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ-અમદાવાદ.

---

આવૃત્તિ ૭ મી પ્રત ૩૦૦૦

---



---

શા. પોપટલાલ અમથાભાઇએ છાપ્યો. શ્રીજૈન વિદ્યાવિજય પ્રેસ રીચીરોડના પુલ નીચે અમદાવાદ નં. ૧૧૬

---

સંવત ૧૯૭૮ સને ૧૯૨૨

---

કીમત ૦-૮-૦

સત્યવાદી

# હરિશ્ચંદ્ર

અને સતી

# તારામતી.

## નાટક ત્રીઅંકી.


રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ—અમદાવાદ.



આવૃત્તિ ૭ મી—પ્રત ૪૦૦૦.





શા. પોપટલાલ અમથાભાઈએ છાપ્યો, શ્રીજૈન વિદ્યા પ્રેસ રીચીરોડના પુલ નીચે અમદાવાદ નં. ૧૧૬

સંવત ૧૯૭૮—સને ૧૯૨૨

કીમત રૂ. ૦-૮-૦.

# પાત્રજનો.

હરિશ્ચંદ્ર.............. અયોધ્યાપુરીનો સત્યવાદી રાજા.

તારામતી........... તેની સતી સ્ત્રી.

રોહિતાશ્વર ....... તેનો પુત્ર.

સત્યકીર્તિ ........ તેનો પ્રધાન.

| | |
|---|---|
| વિશ્વામીત્ર........... | મહાન ઋષિઓ. |
| વશિષ્ટ ............. | |

નારદ ............... કલહપ્રિય પુરૂષ બ્રહ્માનો પુત્ર.

નક્ષત્ર ...........વિશ્વામિત્રે સંત્રબળે ઉત્પન્ન કરેલો શિષ્ય.

ઈંદ્ર .................... સ્વર્ગાધિપતિ.

અગ્ની,વાયુ,વરૂણ,યમ. ઇંદ્ર સભાના દેવો.

કાળસેન ........... ઢેઠ રૂપે યમ.

અગ્નીસેન ........ બ્રાહ્મણ રૂપે અગ્નિદેવ.

દયાદત્ત ........... કાશીનો રાજા.

સત્યકેશી ........... તેનો પ્રધાન.

શિવ, બ્રહ્મા વિશ્નુ. બ્રહ્માંડના પ્રભુ.

( પ્રતિહાર, વારાંગના, શિષ્ય, જંગલી પ્રાણીઓ, સેનાધિપતિ, લશ્કર, ભુતો, હિંસક પશુઓ, કાશી રાજાનો પુત્ર, બીહુક અને વિપ્રો વિગેરે વિગેરે. )



સત્યવાદી—

# માહારાજા હરિશ્ચંદ્ર

અને

# સતી તારામતિ નાટક.



## અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—નાટક ભુમી.

પાત્ર—સુત્રધાર અને વિદુષક

સુત્રધાર—( પ્રવેશ કરી સભા તરફ ) અહો આર્ય સભાજનો આથી જે આ રંગભુમી ઉપર અયોધ્યાવાસી સત્યવાદી મહાન નૃપેંદ્ર હરિશ્ચંદ્ર અને સતિ માતા તારામતીનું નાટક ભજવવા અતિ ઉત્કંઠા ધરાવું છું. તેમાં આપ લક્ષ લઇ દરેક વિષય પુર્ણ રીતે શ્રવણ કરી તે પ્રમાણે વર્તવા શાહનુભુત થશો એવી હું આશા રાખુ છું અને તેમાં જે જે કાંઇ આપને દોષ માલમ પડે તે દ્રષ્ટાંત કરશો. એવી આ કિંકર સેવકની આશાઓ છે તે પુર્ણ કરશોજી. ( એવામાં વીચીત્ર વેશે વિદુષક પ્રવેશ કરે છે. )

વિદુષક—અરે અહીંઆ શાની આટલી બધી ગડબડ મચાવી મુકી છે !

સુત્રધાર—અલ્યા તું આવો વિચીત્ર વેશ સજી અહીંઆં ક્યાંથી આવ્યો !

વિદુષક—તને નથી ખબર ? ( આંગળીથી બારણું બતાવીને ) જો પણે શું દેખાય છે ? તેમાંથી આવ્યો બોલ હવે શું કહે છે ?

સુત્રધાર—અહીંઆં આવવાનું તને શું પ્રયોજન છે ?

વિદુષક—બાહારથી લોકોનો ગડબડાટ સાંભળી ધાર્યું કે અહીં કાંઇ મીષ્ટાન બીષ્ટાન હશે તેથી બંદા ગુપચુપ ઘુસી ગયા કે હવે કેટલી વાર છે ! ઝટ પડીઆ ને પતરાળાં કે ઝટઝટ આપી દઉં. ને આ બેઠેલામાંથી બે ચાર જણને ઉઠાડ કે ઝટોઝટ પીરસી લે. અને મારૂં પણ પતરાળુ પીરસાવને કે હું પણ જમી લઉં.

સુત્રધાર—જો તું મને પુરતી મદદ આપીશ તો તે પણ તને મળશે.

વિદુષક—એકવાર તો તને કહ્યું કે લાવ પતરાળાં પડીઆ. એથી વળી બીજી શી મદદ જોઇએ છીએ ?

સુત્રધાર—આ ઠેકાણે કોઇ જમવાનું નથી પણ સત્યવાદી નૃપેંદ્ર હરીશ્ચંદ્રનું નાટક ભજવી બતાવવાનું છે. તેમાં જો પુરતી સહાય કરીશ તો સવારે સૌ થશે. પછે કાં!

વિદુષક—ચાલ તારે ! નાટકનો આરંભ કર, મારાથી બનશે તેટલી મદદ કરીશ.

સુત્રધાર—ઠીક ભાઇ, હું અંદર જઇ સર્વ પાત્રને સજાવીને મોકલું છું.

વિદુષક—હું તેટલી વાર જરા મારૂં કામ કરી આવું.

( એમ કહી બંને પોતપોતાના માર્ગે સિધાવે છે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—નારદનું ભુવન.

### પાત્ર—નારદ એકલો.

નારદ—( પડદા પાછળથી ગાતા ગાતા પ્રવેશ કરે છે. )

કહુ શું નસીબે દુખીયો કીધો છે. એ રાહ.

બ્રહ્મ સત હું નારદ કહાઉં, જ્યાં હો સંપ ત્યાં કુસંપ કરાવું. ટેક
બાણાસુરને શ્રીકૃષ્ણ સાથે, તેમ વિશ્વામીત્ર વશિષ્ટ લડાવું. બ્ર૦
પડશે મજા બહુ જોવાની ત્યારે, ચાલ ઝટ ઇંદ્ર પાસે હું જાઉં બ્ર૦
થયા ઘણા દીન મુજને ગયે ત્યાં, તેથી જરૂર આજે મારેરે જાવું બ્ર૦

## પ્રવેશ ૩ જો.

### સ્થલ—વિશ્વામિત્રનો આશ્રમ.

### પાત્ર–વિશ્વામિત્ર અને વશિષ્ટ.

( એમ કહી સ્વર્ગપુરીમાં ઇંદ્રની કચેરીમાં જાય છે. )

વશિષ્ટ કોઇ કારણસર બહાર ગયેલા, અને પોતાનું કામ પુરૂં કરી પ.છા આવતા હતા; એવામાં વિશ્વામિત્ર ઋષી પોતાના આશ્રમ આગળ અમરતા ફરતા હતા, તેમને વશિષ્ટને દુરથી દેખી પોતાને

આશ્રમે આવવા વિનંતી કરી, જેથી વશિષ્ટ ત્યાં આવ્યા ને બેઉ એક સ્થાને બેસી વાતચીત કરવા બેઠા.

વિ૦—મુની વશિષ્ટ આપ ક્યાંથી આવો છો ?

વ૦—આ પાસેના ઉપવનમાં જરા મુની વિમળબુદ્ધિનું કામ હતું તે ગયો હતો.

વિ૦—વિચારમાં પડે છે. આ જોઇ વશિષ્ટ વિશ્વામિત્રને પુછે છે

વ૦—શા વિચારમાં પડયા મુની વિશ્વામીત્ર ?

વિ૦—ઈંદ્રની કચેરીમાં ગયે આજે બહુ દીવસ થયા તે બાબત સાંભરી આવ્યાથી ત્યાં જવા માટે વિચાર દીલમાં આવ્યો. કેમ તમારે આવવું છે ?

વ૦—ચાલો. જેવી આપની મરજી મને પણ બહુ દીવસ ગયે થયા છે.

વિ૦—ઠીક ત્યારે ચાલો બંને જણ સ્વર્ગપુરીમાં ઇંદ્રની કચેરી ભણી જાય છે.



## પ્રવેશ ૪ થો.

### સ્થળ-સ્વાર્ગમાં ઇંદ્રની કચેરી.

પાત્ર—ઇંદ્ર, યમ, અગ્ની, વરૂણ, વાયુ, વિશ્વામિત્ર, વશીષ્ટ, નારદ પ્રતિહાર વીગેરે.

પ્રતિહાર—( પડદાની અંદરની ) સ્વર્ગાધીપતી, સુરપતી મુગટ મણી ઇંદ્રરાયકો ધણી ખમા આ. આ. આ. ( ઇંદ્ર આવી પોતાના આસન પર બેસે છે. એટલામાં યમદેવ આવે છે. ને નમન કરી બેસે છે. )

પ્રતિહાર—યમદેવકી સલામપે નીધા રખીઓ મહેરબાન. ( એવામાં અગ્નીદેવ આવે છે ને પ્રણામ કરી બેસે છે. )

પ્રતિહાર—અગ્નીદેવકી સલામપે નીધા રખીઓ મહેરબાન. ( એટલે વરૂણ આવી નમસ્કાર કરી નીજ આસને પધારે છે. )

પ્રતિહાર—વરૂણ દેવકી સલામપે નીધા રખીઓ મહેરબાન. ( એટલામાં વાયુદેવ પ્રવેશ કરી નમન કરે છે. )

પ્રતિહાર—વાયુદેવકી સલામપે નીધા રખીઓ મહેરબાન.

( સૌને ) અપને અપને મેમુલ દસ્તુરસે અદબ મરજાદસે બે-

ઇશ્ક જનાબ. ( સર્વ નીરાતે શાંત થઇ બેસે છે. એટલે ઇંદ્ર અગ્ની-દેવને પુછે છે. )

ઇંદ્ર—અગ્નીદેવ તમે તમારૂં કામ બરાબર બજાવો છો કે કેમ?

અગ્ની—( ઉભા થઇ ) અહો સ્વર્ગાધીપ્રત્યે! હમેશ આપના હુકમ મુજબ વરત્યા કરૂં છું ( કહી બેસે છે. )

ઇંદ્ર—વરૂણજી! તમારી શી હકીકત છે તે અાહી નિવેદન કરો.

વરૂણ—( ઉભા થઇ ) મહારાજજી આપ મારી સઘળી હકીકતથી માહેતગાર છો ને શા માટે પુછો છો (કહી બેસેછે.)]

ઇંદ્ર—અહો યમરાજજી તમે મૃત્યુ લોકનો બરોબર તપાસ રાખો છો કે નહી!

યમ—મહારાજ હું ધરમીને ધર્માસન તથા અક્ષય સુખ આપું છું ને પાપીઓને પુરૂ દુઃખ દેઇ ત્રાહે ત્રાહે પોકરાવુંછું કૃપાનીધાન!

ઇંદ્ર—શાબાસ! શાબાશ! યમદેવ!!! વાયુને કેમ વાયુજી, આપની હકીકત શું છે તે કહો.

વાયુ—સુરેંદ્ર આપની આજ્ઞાથી હું દેશમાં પ્રવરતુ છું તેમાં કેટલાકને મારાથી સુખ મળે છે અને કેટલાક અતી કષ્ટ પામે છે ( એવામાં નારદ પડદામાંથી ગાતા ગાતા પ્રવેશ કરે છે. )

નારદ—( તંબુરો વગાડતા તથા નૃત્ય કરતા તથા ગાતા ગાતા ઇંદ્રની કચેરીમાં પ્રવેશ કરે છે. )

ભજ મન નારાયણ નારાયણ નારાયણ, એ રાહ
મન ભજી લે ભજી લે સીતારામ ટેક
કોઇ ભજે વિશ્નું દેવા કોઇ ભજે રામ;
કોઇ ભજે શંકર ત્રિપુરારી કોઇ હરીનું નામ. મન.
ભજે કોઇ હનુમંત કાળી મહાકાળી;
બહુચર ચંડી કોઇ ભજે છે, કોઇ આશાપુરવાળી. મન
શર્વ જન એમ અનેક તરેહથે, પુજે સર્વ દેવ
સેવા કરીએ દેવની તેથી, પામીએ શીવસુખ મેવ. મન.

( નારદ કચેરીની અંદર પ્રવેશ કરે છે એટલે ઇંદ્ર આસનથી નીચે ઉતરી નારદને પ્રણામ કરે છે. )

ઇંદ્ર—મહંતમુની નારદજી! મારા પ્રણામ આપની સેવામાં કબુલ કરશોજી.

નારદ—અખંડ કલ્યાણ બીરાજીએ સ્વર્ગપતી આસન પરે

ઈંદ્ર—આપ પણ ( બતાવીને ) આ આસનપર બીરાજો ( ઈંદ્ર તથા નારદ આસન પર બેસે છે, એવામાં વશિષ્ટ તથા વિશ્વામિત્ર બંને ઋષીઓ આવે છે. )

પ્રતિહાર—વિશ્વામિત્ર ઋષી ઓર વશીષ્ટ ઋષીકી સ્વારીપે નિગાં રખીઓ મહેરબાન.

( વિશ્વામિત્ર તથા વશિષ્ઠ કચેરીમાં પ્રવેશ કરે છે. એટલે ઈંદ્ર આસનથી નીચે ઉતરી બંનેને પ્રણામ કરી કહે છે.

ગીતી.

ઈંદ્ર—આપે પધારી અતરે, કૃતાર્થ મારો જનમારો કીધો.
દર્શન લાભ વળી દઇને, પાવન મારો ઠામ તમે કીધો.

વશિષ્ટ—, વિશ્વામિત્રી— } સુરેંદ્ર આપની અખુટ ઉમર હો ! બીરાજો આ-પાન આસન પર

ઈંદ્ર—ઋષી મહારાજા આપ બન્ને ( બતાવીને ) આ આસન પર બીરાજો.

સરવે પોતાના આસન પર બેસે છે વશિષ્ટ તથા વિશ્વામીત્ર માળા ફેરવે છે. ને નારાયણ નારાયણ એવો ઉચ્ચાર કરે છે.

ઈંદ્ર—આજે હું કેવો મહંત ભાગ્યશાળી કે ત્રણે મુનીઓએ આવી મારી આ સભાને શોભા આપી.

નારદ—અહો ઈંદ્ર, હું પણ કેવો ભાગ્યશાળી કે મને પણ આ મુનીઓના દર્શન થયાં ! !

ઈંદ્ર—આજની સભાનું વર્ણન તો ત્રીલોકમાં પણ નહીં થાય (નારદ પ્રતે, અહો નારદમુની મને આજે એવો સંસય ઉત્પન્ન થયો છે તે આગળ કહેવા માગું છું. કેમકે આપ ત્રીભુવનમાં ફરનાર તેથી આપને સરવે બાબતની ખબર હશેજ !

નારદ—બોલો સુરાધીપતી, આપના સંસયનું નીરાકરણ કરી આપું.

ઈંદ્ર—( આસનપરથી નીચે ઉતરી નારદને નમન કરી )

શ્રી જગતપતિ, પ્રભુ આપ સન્મતિ. એ રાહ.
અહો નારદ મહારાજ, નમન કરૂં આજ;
કૃપા કીધી દાસ પરે, મારા શિરતાજ. ટેક.
પુછું પ્રશ્ન જે આજ તમોને, કૃપા કરી તે કહો;
મૃત્યુલોકમાં કોણ નૃપ છે, સત્યવાદી જે લહો.

નારદ— ઉપલી રાહ.

સુણ સુરેંદ્ર તું, જે સત્ય હું કહું;
પ્રશ્ન તારા તણો આજ, ઉત્તર હું લહું. ટેક.
હરિશ્ચંદ્ર જે સૂર્યવંશી તે સત્યવાદી કહેવાય;
અયોધ્યાપુરી નૃપ તે છે, સર્વ રાયનો રાય. સુણ૦
કદી આભ ભુમંડળ, બન્ને રસાતાળ થઇ જાય;
તોપણ તે અસત્ય વદે નહીં, એવો છે તે રાય. સુણ૦
એના સુલ્યે દ્વીજન કોઇ, જોયો નથી જગમાંહી;
સત્ય વચન હું મુખથી મારા, દરશાવું છું આંહી. સુણ૦

વશિષ્ઠ—સત્ય વાત છે ઇંદ્ર, એના જેવો ત્રિલોકમાં કોઇ પણ સત્યવાદી નથી.

વિ૦—(ભ્રકુટી ચડાવીને) અરે નારદ, તમે જે અસત્યવાદી ઘાતકી, જુલમી ને લંપટ તેને તમે સત્યવાદી કહો છો એ શું ?

વ૦—(સક્રોધથી) અરે બેસો બેસો આવુ કહેતાં મુખ નથી લાજતું ?

વિ૦—(સક્રોધથી) તમારો શિષ્ય હશે તેથી આમ વદતા હશો કેમ ? હું તો કોઇની શરમ રાખું તેવો નથી.

વ૦—અરે કદી એના અંગના ટુકડે ટુકડા થઈ જાય, કદી આભ ટુટી પડે, અરે કદી નદીનાં નીર અવળા વહે, તોપણ મારો શિષ્ય જરાએ અસત્ય ભાષણ કરે તેવો નથી.

વિ૦—અરે કહો તો એક હજાર વખત જુઠું બોલાવું એક વખત નહીં.

નારદ—અસત્ય ભાષણ કરે તેવો નથી ! પછી તો કોણ જાણે.

વ૦—કોણ જાણે શું ? કદી એને આખા સ્વર્ગનું રાજ મળે કદી ઇંદ્ર પોતાની ખાસ અપ્સરાઓ આપે, તોપણ તે એક તલભાર પણ અસત્ય વદે નહીં.

વિ૦—( સક્રોધથી ) હવે ઠીક ઠીક ! ! ઝાઝાં તેનાં વખાણ શું કરો છો. જોયો જોયો એ હરીશ્ચંદ્ર હજારો વખત તો અસત્ય ભાષણ મારી પાસે કર્યાં ને વિષયાંધ થઇ નગરમાંની સુંદર સ્ત્રીઓની આબરૂ લુંટી; તેને વળી સત્યવાદી ઠરાવો છો એ કેવો જુલમ ! !

વ૦—( ક્રોધથી ) અતિશે અસત્યવાદી આપ પાપથી પેટ ન

ભરો. ઇશ્વરથી ડરો. રે વિચારીને ડગલું ભરો.

વિ૦—(અતિ ક્રોધથી) શું ત્યારે હરીશ્ચંદ્ર સત્યવાદી છે?

વ૦—હા હા, એમાં કાંઇ પણ સંસય નહી.

વિ૦—અરે કદી તે સત્યવાદી છેજ નહી. (એમ બોલતાં બન્ને જણા બાથંબાથા આવે છે, તેને ઇંદ્ર જુદા પાડી)

ઈંદ્ર—નારીના કટાક્ષ પાસે પુરૂષ છે ગુલામ. એ રાહ.

શાંત થાઓ શાંત થાઓ, તમે ઋષિરાય,
કરો નહી કલેશ કાંઇ, પોતાની રે કાય.
ધીરા થઇને સાંભળો, મારી એક વાત.
સરત કરો બંને જણા, અત્રે એક સાક્ષાત
હારે બન્ને જણમાં કોઇ, આપે તપ ફળ;
ખાલી કલેશ શાનો કરો, થઇને આપ વિકાળ.

વ૦—} કબુલ કબુલ કબુલ સર્વ છે અમારે રાય;
વિ૦—} હાર અમ એમાં તેનું તપ ફળ જાય.

વિ૦—પણ સાંભળો ઇંદ્ર!

પ્રિય મીત્ર હવે શુંરે કરવું. એ રાહ.

સાંભળો ઈંદ્ર મારી એક વાત, ધ્યાન દઇ તમે સાક્ષાત.
રાખો વશિષ્ટને તમ પાસ, જેથી પુરી થાયે અમ આશ,
આપો મદદે અગ્નીદેવ, જેથી પામું હું સત્યનો મેવ;

વ૦—નહીં ફીકર રાખશો કાંઇ, ખુશીથી રહીશ હુ આહી;
થાય તેટલું કરી લેજો, દુઃખ દેવાય તેટલું દેજો;
સરત કષ્ટ સહન કરશે શિષ, પણ નહી કરશે રીસ.

વિ૦—તમે સરતે યાદ રાખજો કે હરીશ્ચંદ્રને એક સપાટામાં અસત્ય ભાષણ કરાવું છું.

વ૦—કાંઇ ફીકર નહી.

વિ૦—હે ઈંદ્ર, હું હવે મારૂં કામ કરવા જવા સત્વર રજા માગું છું.

ઈંદ્ર—હા, પધારો; હું પણ સભા વિસર્જન કરવા માગું છું (વિશ્વામીત્ર જાય છે, ને ઈંદ્ર પ્રતિહાર પ્રત્યે.) પ્રતીહાર સભા બરખાસ્ત કરો!

પ્ર૦—સભા બરખાસ્ત છે. (સૌ સૌના મુકામે જાય છે.)

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ-વિશ્વામિત્રનું ભુવન.

પાત્ર—વિશ્વામીત્ર, શીવ અને મંત્રબળથી ઉત્પન્ન કરેલા બે શીષ્યો.

વિ૦—( અફસોસથી ) હાસી કેમ ચંદ્રમામા આવતી નથી. એ રાહ.

કીધો વાદ મેં રે મુની વસીષ્ટ કેરી સાથ;
આમાં લજ્જા રાખનાર, છે જગતનો નાથ. કીધો.
સાચાને જુઠો ઠરાવી, ખોટી કરી તકરાર;
હવે શો ઉપાય કરવો, જેથી પામું પાર. કીધો.
કોડ ઉપાય કરી એને, વદાવું અસત્ય;
તો તો જગમાં જશ વાધે, સૌ દાખે મમ પત્ય. કીધો.

( ગદ્ય ) અરે હવે મારે તેનો શો ઉપાય કરવો કે જેથી હું ફતેહ પામું, આ કામ કોઇ દેવની સહાયતા વિના બનવાનું નથી. કેમ ધારેલા પ્રપંચને પેશ પહોંચાડવા એ કાંઇ સહેલું કામ નથી. કીયા દેવનું ધ્યાન ધરવું (જરા વિચાર કરી ) હા હા શંકર ભોળા નાથનું ધ્યાન ધરવું એજ સારૂં છે. (એમ કહી શંકરનું ધ્યાન ધરે છે. અને શંકર પ્રસન્ન થઇ વર માંગવા કહે છે. )

શંકર—માગ માગ ! જે માગે તે આપવા તૈયાર છું કેમકે હું તારૂં તપ જોઇ તારાપર અતિ પ્રસન્ન થયો છું. ( વિશ્વામીત્ર ધ્યાન મુક્ત થઈ જેણી તરફ અવાજ આવતો હતો તે તરફ જુએ છે. શીવને દેખી તેમને પગે પડે છે. )

વિ૦—મહારાજ, જો આપ મારા ઉપર પ્રસન્ન હો તો હું જે કામ ધારૂં તે થાય એવું વરદાન આપો.

શંકર—તથાસ્તુ તે પ્રમાણે હો. ( એમ કહી અંતરધ્યાન થયા છે. અને વિશ્વામીત્ર ખુશી થતો કહે છે. )

વિ૦ (હર્ષિત ચહેરે) હા હવે શંકર સહાયતાથી મારૂં કાર્ય ફળી ભુત થશે પ્રથમ શો પ્રપંચ કરવો એ હવે વિચારવું જોઇએ. (જરા વિચાર કરી) ઠીક ઠીક એ ઠી વળવાનો પ્રપંચથી ઠેઠ સુધી પેશ પહોંચશે. હવે બેસી રહે કાંઇ ઠી વળવાનો નથી. હણુપણુ

કામ છે. હાલ તો બે સેવકને મંત્રવડે ઉત્પન્ન કરી તેના દરબારમાં સુવર્ણની યાચના કરવા મોકલું પછી આગળ ઉપર થઇ રહેશે. જળ મંત્રી પૃથ્વી ઉપર છાંટે એટલે બે સેવક ઉત્પન્ન થાય છે. )

વિ૦—સાંભળો બચ્ચા, તમે અયોધ્યાપુરીમાં હરિશ્ચંદ્રના દરબારમાં જાઓ ને ત્યાં જઇ એવું કહો કે અમારા ગુરૂ વિશ્વામીત્રને યજ્ઞ કરવો છે, માટે એક લક્ષભાર સુવર્ણ જોઇએ છીએ. તે અમારા ગુરૂની આજ્ઞાથી આપની પાસે યાચવાને માટે આવ્યા છીએ. એવું કહેવું ને ખુબ તેનાં વખાણ કરવાં કે જેથી તે આપવા હા કહે.

૨ સેવકો—બહુ સારૂ યોગેન્દ્ર! કેમ હવે અમને જવાની આજ્ઞા છે?

વિ૦—અરે સાંભળો તો ખરા. જુઓ તે આપવાની હા કહે તો એમ કહેવું કે હાલ તમારે ત્યાં અમારા થકુ રહેવા દો. જોઇશે ત્યારે અમારા ગુરૂ લેવા વારતે આવશે. હાલ કાંઇ તેની જરૂર નથી કેમકે યજ્ઞ કરવાની હજી ઘણા દીવસની વાર છે. આ તો ફક્ત આપની પાસે યાચના કરવા માટેજ આવ્યા હતા. એવી રીતે કહી હા નાનો ઉત્તર લઇ પાછા ઝટ આઓ.

૨ સેવકો—બહુ સારૂ ગુરૂરાજ! આપની આજ્ઞા શીર ચઢાવી અમે સીધાવીએ છીએ. ( જાય છે. )

વિ૦—(મનસાથે) કદી મારી યાચના પ્રમાણે તે સુવર્ણ આપવા હા પાડશે, પણ તેની એવી યુક્તિ કરૂં કે તે પોતાના મુખથી નકાર ઉચ્ચારે કરે હાલતો ષટકર્મ કરી લઉં અને પછી તેઓને આવવાની રાહ જોતો બેસું. ( પોતાની પર્ણકુટીમાં જાય છે. )



## પ્રવેશ ૨ જો.

### સ્થળ અયોધ્યામાં હરિશ્ચંદ્રની કચેરી.

પાત્ર—હરિશ્ચંદ્ર, સત્યકીર્તિ, સેન્યાધિપતી, સેવકો, ખજાનચી, પ્રતિહાર વીગેરે.

પ્રતિ૦—વિવેક ચુડામણી, છત્રપતી, ચામરપતી, રાજ રાજેંદ્ર અયોધ્યાપુરી નૃપ હરિશ્ચંદ્ર મહારાજને ઘણી ખમા, આં આ (પ્રતિહાર છડી પોકારતો રાજા સાહ કચેરીમાં પ્રવેશ કરે છે. અને રાજ્યાસનપર બેસે છે. એવામાં પ્રધાન સત્યકીર્તિ પ્રવેશ કરે છે અને રાજાને પ્રણામ કરે છે એટલે )

પ્રતિ૦—સત્યકીર્તિ પ્રધાનજીની સલામપર નીધા રખો મહેર-બાન!!! (સત્યકીર્તિ આસનપર બેસે છે એવામાં સૈન્યાધિપતી આ-વીને રાજાને પ્રણામ કરે છે એટલે]

પ્રતિ૦—સૈન્યાધીપતીની સલામપર નીધા રખો મહેરબાન!!!

(સૈન્યાધિપતી પોતાના આસનપર બેસે છે એટલે)

પ્રતિ૦—આપઆપની અદબ મુરાવતથી દસ્તુર માફક બેસવુંજી.

પ્રતિ૦—(પ્રધાન પ્રત્યે) મુજ ઉપર ગુજરી, પીતા પાદશાહ જાણી. રાહ

કહો સચીત્ર માહરા, રાજ તણો વૃત્તાંત;
મમ પ્રજા સુખી કે દુઃખી સુણવા ખાંત,
મુજ નગરમાં કેવો, ચાલે વિદ્યાભ્યાસ;
કળા કૌશલ્યતાને, કેવો હુનર પ્રકાશ
ન્યાય શુભ રીતીથી, મળે છે પ્રજા જનને;
શિક્ષા થાય કેવી, વળી દુષ્ટ દુરજનને.
સૌ દેશ તણા ભુપ, આણ માને કે નહી;
તે તણો ખુલાસો, તમે કરોને અહી.

સત્ય૦—અરે લાલદેવ ઇશ તરફ જલ્દ આવ એ રાહ

મહારાજ મનમાંહી રાખોરે ભ્રાંત;
કરૂં ખુલાસો જે છે સુણવાને ખાંત,
સહુ નૃપ આપની માને છે આણ;
મળે ન્યાય સહુની મુનીની પ્રમાણ.
હુનર કળા, કૌશલ્યતાનો જમાવ;
વિદ્યા દેવી ઉપર બાળનો ભાવ.
નહી જોર દુશ્મન દુર્જનનું કોઈ,
કહી સત્ય વાત મેં આપને આંઇ.

હરિ૦—સેન્યાધિપતી તમે લશ્કરનો કેવો બંદોબસ્ત રાખોછો?

સૈન્યા૦—મહારાજા આપના પ્રતાપથી હાલમાં સૈન્યની વ્યવ-સ્થા સારી ચાલે છે હર રોજ તરેહ તરેહનું વ્યુહ રચી લશ્કરને કવાયદ કરાવું છું. તથા હથીઆર લડાઈ વખત કેમ પકડવા તથા કેમ વાપરવા, તે સર્વને સ્નેહથી શીખવું કૃપાનિધાન?

હરિ૦—શાબાશ! શાબાશ!! સેન્યાધિપતી શાબાશ!!!

પ્રતિ૦—મહારાજ, કોઇ બે સેવક આપની પાસે આવવા

માગે છે હુકમ હોય તો પ્રવેશ કરાવું.

હરિ૦—હરિ૦—સત્વર પ્રવેશ કરાવો

(પ્રતિહાર સેવકને અંદર દાખલ કરેછે અને તેઓને હરિશ્ચંદ્ર પુછેછે)

હરિ૦—સેવકોને અહો બ્રહ્મપુત્રો, આપને આંહી શા સારૂં પધારવું થયું છે ?

સેવક—(નમન કરીને બે હાથ જોડીને

બોલો બોળ વિચારીને આજ તોલ કરી. એ રાહ.

સુણો નૃપ આ વિનંતી આજ ઉર ધારી;
આવ્યા યાચવાને, કામ પડયું એક ભારી. સુણો૦
યજ્ઞ કરવો જોઇએ, હેમ એક લક્ષ ભારી,
આવ્યા, જેથી છો; તમેરે બહુ પરોપકારી, સુણો૦
ઘણા યાચકોને, દાન આપ દો છો ભારી;
સરવ રંક કેરાં; દુઃખ આપ નાખો ઠારી. સુણો૦
છીએ વિશ્વામીત્ર કેરા શિષ્ય આજ્ઞાકારી;
આવ્યા આપ પાસે, આજ અમે ઉપંગધારી સુણો૦

હરિ૦—કાંઇ ફીકર નહી ખજાનચીને ખજાનચી ? તમે આ બ્રહ્મપુત્રોને તેમની યાચના પ્રમાણે સુવર્ણ આપો ?

૧ સેવક—મહારાજ, હાલમાં અમારે તેનો ખપ નથી. આ તો ફકત તમારી પાસે યાચના માટેજ આવ્યા હતા જ્યારે જરૂર પડશે ત્યારે અમારા ગુરૂ આપની પાસે લેવા સારૂં આવશે.

હરિ૦—કાંઇ ફીકર નહીં આપને જ્યારે તેની જરૂર પડે ત્યારે સુખેથી લઇ જવું આજથી આપના ગુરૂને નામે જમે કરાવ ને રાખું છું. સોનું એક અલગ તીજોરીમાં રખાવી મુકું છું. કાંઇ ફીકર ના કરતા.

૨ સેવક—સાંભળો અયોધ્યાપતી અમે અમારૂં સોનું અમારા ગુરૂ અગર અમે આવીશું તે વખત લઇશું તેમાં તેમો આનાકાની કરશો તે જરાપણ ચાલશે નહીં.

હરિ૦—તે વાતથી બેફીકર રહો.

બન્ને સેવકો—ઠીક ત્યારે અમે જવાની રજા માગીએ છીએ

હરિ૦—બહુ સારૂં પધારો સુખેથી આપ સ્થાનપર.

( બે શિષ્યો વિશ્વામીત્રના સ્થાનપર જાય છે. )

હરિ૦—( પ્રતિહાર પ્રત્યે ) પ્રતિહાર કચેરી બરખાસ્ત કરો, કારણ કે માતુશ્રી અંબીકાદેવીના દર્શન કરવા જવાનો સમય થયો છે.

પ્રતિ૦—કચેરી બરખાસ્ત સર્વ નીજ સ્થાને જાય છે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ વિશ્વામિત્રને આશ્રમ.

પાત્ર—વિશ્વામીત્ર અને બે શિષ્ય તથા મંત્ર બળથી ઉત્પન્ન કરેલા હિંસક પશુઓ

વીશ્વા—( શિષ્યોને આવતા દેખીને ) કેમ શું કરી આવ્યા ?

૧ શીષ્ય—ગુરૂ મહારાજ, એણે આપની યાચના પ્રમાણે આપવા હા કહી છે.

૨ શિષ્ય—અને વળી તે સુવર્ણ એક અલગ ત્રીજોરીમાં આપને નામે જમે કરી રાખવાનો હુકમ કર્યો છે.

વીશ્વા૦—તે તો તમને દેખાડવા માટેજ કર્યું.

૨ શીષ્ય—નહી નહી ગુરૂરાજ એવું કાંઇજ નથી.

શીષ્ય—અને જે વખતે આપણે માગીએ તે વખતે આપવા હા પાડી છે.

વી૦—ઠીક ત્યારે જાઓ હવે તમે તમારા સ્થાનપર (મંત્રથી અદ્રશ્ય કરે છે. )

વી૦—( મન સાથે ) સુવર્ણ આપવા તો હા પાડી, પણ હવે શી રીતે કરવું કે તે પોતાની મેળે નાજ પાડે, ( જરા વીચારી ) ઠીક ઠીક હીંસક પ્રાણીઓ ઉત્પન્ન કરી તેના રાજમાં મોકલવું કે જઇ પકવ થએલા પાકને નુક[illegible] તેની કેટલીક રઇયત જીવ રહીત કરે કે જેથી તેને ઉપજ આવે નહીં. જ્યારે ઉપજ નહિ આવે ત્યારે તે મને સુવર્ણ આપવા નાજ પાડશે. એટલે બસ છે, પછી આપનું કાર્ય ફળીભુત થયું ને જીતના ડંકા વાગ્યા, (એમ કહી હિંસક પ્રાણી મંત્ર વડે ઉત્પન્ન કરે છે અને તેઓને હરિશ્ચંદ્ર રાજાની હદમાં ખેતરો તથા મનુષ્યોનું નુકશાન કરવા આજ્ઞા કરે છે. આજ્ઞા શીર ચડાવી સર્વ પશુઓ ચારે દીશા તરફ દોડી જાય છે. ને વિશ્વામંત્ર સમાધી લગાવી બેસે છે.

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—હરિશ્ચંદ્રની કચેરી.

પાત્ર—હરીશ્ચંદ્ર—સત્યકીર્તિ—સૈન્યાધિપતી—ખજાનચી—ખેડુતેઃ—પ્રતિહાર વીગેરે.

સરવ કચેરી ભરાઇ બેઠી છે.

હરીશ્ચંદ્ર—( ખજાનચીને ) ખજાનચી ! એક લક્ષભાર સુવર્ણ ઋષિ વિશ્વામીત્રના નામે જમે કરી, શ્રી ખર્ચ ખાતે ઉધારો અને તે સુવર્ણ એક જુદી ત્રીજોરીમાં ભરી મુકો.

ખજાનચી—બહુ સારૂં છત્રપતી, જેવી આપની આજ્ઞા.

હરી૦—અરે પ્રતિહાર બહાર આટલો બધો ઘોંઘાટ શાનો મચી રહ્યો છે. તે તપાસ કરી, અને તેઓને શાંત પાડી ત્વરવર પાછો આવ.

પ્રતિહાર—આ ચાલ્યો રાજેંદ્ર ! બહાર જઇ તપાસ કરી આવી (હરીશ્ચંદ્રને કહેછે) નૃપેંદ્ર બહાર કેટલાક ખેડુતો પોકાર કરી રહ્યા છે. ને તે આપની પાસે આવવા માગે છે હુકમ હોય તો પ્રવેશ કરાવું ?

હરી૦—સત્વર પ્રવેશ કરાવ ( પ્રતિહાર ખેડુતોને બોલાવી લાવે છે. ને ખેડુતોનું નિસ્તેજ મુખ જોઈ હરીશ્ચંદ્ર તેઓને પુછે છે ) હે ખેડ કરો આજે આપનું મ્લાની મુખ કેમ દીસે છે ?

સર્વ ખેડુતો—( પ્રિય મીત્ર હવે શુંરે કરવું ) એ રાહ. આવ્યા ફરીયાદ કરવા કાજ, ધ્યાન ધરી સાંભળો મહારાજ; આવ્યા હિંસક પશુઓ ભારી ધાન ખાઇ કીધા દુખીયારી. મારીએ પણ તે નહીં જાએ, ઉલટાં અમ સામાં તે ધાએ, બાળ બચ્ચાંને પણ મારી નાખે, નહિ બાકી કોઇને રાખે, કોણ જાણે આવે કયાંથી ટોળાં લાગે તેમના બિહામણા ડોળા, દેખાય વિચિત્ર તેમના ડોળા, કૃપા કરી કરો તેની ખોળ;

હરી૦—( આવી હકીકત સાંભળી ગભરાટના વેશમાં ) અહો ! આ એકાએક મુજ રંક રઇયત પર શો કેર ( ખેડુતોને ) અહા ખેતીકારો, આપ સઘળા આગળ જાઇ તમારાથી જેટલો બંદોબસ્ત થાય તેટલો કરો. હું મારૂં સર્વ સૈન્ય લઇ સત્વર આવું છું.

ખેડુતો—બહુ સારૂં દયાળુ નૃપેંદ્ર ! આપ આપનું સૈન્ય લઇ સત્વર પધારો. નહિ તો અમો સઘળાનો તથા બીજી રઇયતનો એક પળવારમાં નાશ થશે.

હરી૦—બેફીકર રહો, તમારી પુંઠેજ આવું છું.

ખેડુતો—બહુ સારૂં કૃપાસાગર! અમે સર્વ જવાની રજા માગીએ છીએ.

હરીચ—ઠીક જાઓ ને તેઓને તમારી ખનતી મહેનતથી વાળો.

ખેડુતો—બહુ સારૂં રાજાધિરાજ. ( ખેડુતો જાય છે. )

હરીચ—( ક્રોધાવેશમાં આસનથી નીચે ઉતરી સર્વ સામંતોને

( છોકરાઓ આવો છાપકટિ રમીએ આજેરે. )

શાણા સરદારો મારા, લગાડો ન વારરે. ટેક૦
ચાલો વેહેલા થાઓ પશુ મારવાને ધાઓ; શાણા૦
રંક કેરી વારેરે જે પશુઓને મારે
તેને ઇનામ દઉં હું ભારી, ચિત રાખો કહું શિખ મારી;
હઇડામાં ઉલટ ધારી, હાથે લ્યો હથિઆરરે શાણા૦
કોઈ લ્યો ભાલા બરછીરે, સઉ ચાલો સાથે હરખીરે;
લ્યો કટાર ને તલવાર, બંદુક તેગંબર સાર
કરો કામહું તૈયાર, ચાલો હણવા પશુરે. શાણા૦
દયા કરી અળગીરે, નહીં માયાને રહો વળગીરે;
કરી અળગો સહુ પરીવાર, ધરી હીંમતથી હથિઆર.
આવોને આવાર, સુરા બની તમેરે. શાણા૦
જાઓ થાઓ તઇયારરે, હું આવું આ વારરે;
રાણી વાસમાં જઈ, પ્રિયા મારીને કહી;
નહિ બેશી રહું ત્યાં જઇ, આવ્યો વેગે તહીરે. શાણા૦

( ગદ્ય ) જાઓ સઉ તૈયાર થઇ, હથિઆર સજી, સિદ્ધ દરવાજે આવો. (સૈન્યાધિપતિને તમે પણ સર્વ લશ્કર સજી તે સ્થાને સત્વર આવો.

સૈન્યાધીપતી—બહુ સારૂં રાજ્યશ્રી. ( જાય છે. )

હરી૦—પ્રધાન સત્યકીર્તિ, તમે પણ ત્યાં જલદીથી આવો.

સત્યકીર્તિ—સહુ સારૂં રાજવર આપની આજ્ઞા શિર ચડાવુંછું. ( જાય છે. )

હરી૦—પ્રતિહાર સભા વીસરજન કર.

પ્રતિ૦—મહારાજાની આજ્ઞાથી સભા વિસર્જન કરવામાં આવેછે).

(સઉ પોતપોતાના સ્થાને જાય છે ને રાજા રાણીવાસમાં જાય છે.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—અંતરપુર.

પાત્ર—તારામતિ અને દાસી પાછળથી હરિશ્ચંદ્ર.

( પોતાના પતિને આવવાનો સમય અતીત થયો તેથી નીરનેજ મુખે દાશીને કહે છે. )

તારા૦—ચેન ના પડે, પીયુ દર્શન વિનારે. એ રાહ.

કેમ ના આવીયા, હજુ પ્રાણપતી પ્યારારે. ટેક૦
મન મુઝાય કંપે કાય, દુઃખ થાય, દીલમાંય;
રહે છે જેથી ન્યારારે. કેમ૦
દાસી માહરી જા તું આણી વારરે;
નાવ્યા નાથ, વેગે જાવ, જલદી આવ, ખબર લાવ;
ખોટી ન થા લગારરે. કેમ૦

દાસી—( નારીના કટાક્ષ પાસે પુરૂષ છે ગુલામ. ) એ રાહ.

કેમ ઉદાસ થાઓ બાઇ ? આવશે પ્રાણનાથ,
કરો નહીં ચીંતા આમાં, વિનવું જોડી હાથ;
રાજ્ય કેરા કાજમાં, રોકાણા તે હશે,
કાર્ય પુર્ણ કરીને બાઇ, વેગે આવશે;
તેમ છતાં જાઉં બાઇ લાવવા ખબર.

(દાસી જવા પગલું ભરે છે એટલે પ્રતિહારનો સ્વર સંભળાય છે

તેથી પ્રતિહાર કેરા મુને, આવે છે સ્વર.
(ગદ્ય) સાંભળો બાઇ, મહારાજા પધાર્યા.

તારામતિ—ખરી વાત દાસી તું જા, અને સ્વામી સેવા માટે સર્વ સામગ્રી તઇયાર કર.

દાસી—બહુ સારૂં બાઇ જેવી આપની આજ્ઞા.

દુરથી રાજાને આવતા જોઇ

પધાર્યાં મહારાજ બાઇ, ચિંતા દુર કરો; દાશી જાય છે. )

હરિશ્ચંદ્ર ગાભરા વેશમાં પ્રવેશ કરે છે, તે જોઈ તારામતિ કહે છે. )

તારા૦—( તમે ચતુર મુજ, પ્રાણ રંગવાલા ) એ રાહ.

કેમ આવ્યા ધસમસ્યા, કહો પ્રાણનાથ પ્યારા;
એનું શું કારણ તે ? મુજ પાસ કહોરેજી.
સાંભળવા હોંશ ઘણી હઇડા માંહી પ્યારા;
બાવરા બન્યા છો શા કારણેજી ?

હરિ૦— ઉપલી રાહ

આવ્યો રજા લેવા, તમ પાસે મારી પ્યારી;
જાવું છે અરણ્યને વશે, આજ જી;
આવી પશુ હીંસક, નુકશાન કરે ભારી;
મારવાને માટે જાવું, માહરેરેજી.
આવ્યા ખેડુત અર્જ કરવા, મુજ પાસે પ્યારી;
માટે તેઓની તેથી વારે, ધાવું રે જી,
ઝટ રજા આપો મુને, મારી પ્રાણ પ્યારી
ખોટી ન કર જરા મુને, આંહી રે જી;
સર્વ સૈન્ય તૈયાર થઇ, ઉભું પ્યારી મારી,
રાહ જોતા હશે, તે સહુ માહરી રે જી;
આવ્યો રજા લેવા, મળવા તને મારી પ્યારી;
હવે જાઉં છું પ્યારી હું ત્યાંહ રે જી;
ન કરીશ ચીંતા મન, વેગે આવું પ્યારી,
હર્ષથી રહેજે હંમેશાં, આંહી રે જી.

તારામતિ—પ્રાણનાથ હું આપના વિના એકલી કદી પણ રહેનાર નથી માટે

તારૂણી તુજથી નથીરે જુદાઇ. એ રાહ.

કૃપા કરી સ્વામી, સંગે લ્યો મારા;
વિનવે જોડી હાથ, તમને આ દારા. કૃપા૦
અરણ્ય જોવાની, હેશ છે મુજને;
વળી સંગે રેહેવા, માગું પ્યારા. કૃપા૦
કદી અળગી નહિ, રહુ હું તમથી;
એવી પ્રતિજ્ઞા, કરૂં સ્વામી મારા. કૃપા૦
આવવા આપને, અર્જ ગુજારૂં;
તે સ્વીકારો તમે પ્રાણ પ્યારા. કૃપા૦

હરિ—શૃંગાર શું હવે સજીએ, સુણરે દાશી શૃંગાર શું હવે સજીએ;
એ રાહ.

અત્રે રહે તું વિચારી, પ્રીયા મારી અત્રે રહે તું વિચારી. ટેક.
છે અયોગ આવવું સંગે, રહે તું અત્રે હોંશ ધારી. પ્રિયા૦
હીંસક પશુઓ, બહુ ઘાતકી છે, દેખી બીએ તું તો પ્યારી. પ્રિયા૦
નથી એમાં ઝાઝા દીન થવાના, આવીશ ઝટ એને મારી. પ્રિયા૦

શાને માટે તું કરે પ્રતીજ્ઞા, અયોગ્ય એ પ્રાણુ પ્યારી. પ્રીયા૦
ધૈર્ય ધરી નારી અત્રે રહે તું. ચિન્તા તજી, હોસ ધારી. પ્રીયા૦

તારામતી—નહી નહી સ્વામી નાથ ! એ વાત કદીજ બનવાની નથી, હું આપથી જરા પણ અળગી રહેવાની નથી.

હરી૦—પ્રીયા મારૂં કહેતું માની ત્યારે અત્રે રહેવું ઉચીત છે.

તારામતી—પ્રીય પ્રાણુપતી, જે સ્ત્રી પતીના સુખ દુખમાં ભાગ ન લે તે સ્ત્રીને ધિકાર છે.

હરિ૦—તે તારી વાત ખરી છે, મને ત્યાં કાંઇ વધુ વખત થવાનો નથી હીસક પશુઓને ઝટ હણી, ખેડુતોને શાંતતા પમાડી સત્વર આવું છું. આમ હઠ કરવી તે સતી સ્ત્રીને શોભે નહી.

તારામતી—પ્રીયા પતી આપનું કહેતું યથાર્થ છે, પણ આપનો વિયોગ ઘડી પણ મારાથી સહન થઇ શકતો નથી, માટે આ રંક દાસી ઉપર કૃપા કરી સાથે લ્યો તો અતિ આનંદની વાત.

હરી૦—ઠીક ત્યારે ચાલો પ્રિયા ! મને કાંઇ તેમાં અડચણ નથી; જેમ તારૂં દીલ રાજી રહે તેમ કરવું મને વધારે સારૂં લાગે છે. ચાલો ઝટ કરો. આંહી મને વધુ વખત થયો છે સરવે લશ્કર ખોટી થતું હશે માટે સત્વર જવું જોઇએ.

( તારામતી તૈયાર થઇ હરીચંદ્ર સાથે જાય છે અને તેઓ સીધ દરવાજે જ્યાં લશ્કર છે ત્યાં આવે છે. )



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ સિધ દરવાજે લશ્કરની છાવણી.

પાત્ર—હરીશ્ચંદ્ર—તારામતી—સત્યકીર્તી—સૈન્યાધીપતી—લશ્કર વીગેરે.

લશ્કર—( પડદા પાછળથી ગાતું ગાતું પ્રવેશ કરે છે. )

ઇંગ્રેજી રાહ.

ચાલો ચાલો ચાલો ને આજ હિંસક પશુ હણવા રાજ. ટેક.
( બહાર આવી ) મારીએ તાકી તાકી તીર, ઉરાડીએ પશુનાં શીર
સૈન્યાધી—હામ નહી હટાવો ત્રીર, બાંધો કમર રાખી ધી.ર. ચાલો.
૧ સીપાઈ—મુજ અસીને કેવી ધાર,
૨ સીપાઇ—જુઓને તેજદાર કટાર;

૩ સીપાઇ—આલો મારો અણીદાર
૪ સીપાઈ—બંદુક ભરેલી છે તૈયાર. ચાલો.
૫ સીપાઈ—મારૂં તીર તાકી જોમ
૧ સીપાઇ—આવે રાજા રાણી સાથ,
સીપાઈ—આવે રાજા રાણી સાથી
સૈન્યાધિપતિ—પકડો સઉ હથીઆર હાથ;
ખચીત મુકીને ઉદ્ધાત, રહો થઇને શાંત

એવામાં હરીચંદ્ર તારામતી સહ આવે છે અને લશ્કરને તૈયાર રહેલું જોઇ હરીશ્ચંદ્ર સૈન્યાધીપતીને કહે છે.

હરિ૦—સૈન્યાધીપતી સર્વ લશ્કર તૈયાર હોય તો સત્વરથી કુચ કરો.

સૈન્યાધિપતિ—મહાન રાજેંદ્ર ! ફક્ત આપણા હુકમનીજ વાર હતી.

હરિ૦—હા ચાલો ત્યારે, પણ સાંભળો જે મનુષ્ય ત્યાં પોતાની બહાદુરી બતાવી હીંસક પશુને હણસે, તેને ભારે ઇનામ આપવામાં આવશે, માટે કોઇએ હામ હારી પછાત પડવું નહિ.

લશ્કર—બહુ સારૂં નૃપવર, આતી આનંદથી સરવે લશ્કર કુચ કરે છે ને જ્યાં હીંસક પશુઓ છે ત્યાં આવી એકદમ તેઓ ઉપર તુટી પડી સર્વ પશુઓનો નાશ કરે છે. તેમાંથી એક બચી જઇ વીશ્વામીત્રના આશ્રમે જાય છે.

હરિ૦—કેમ હવે કેટલાં પશુઓ હણવાનાં બાકી રહ્યાં છે,

સત્યકીર્તી—મહારાજ સર્વે પશુઓ હણાઇ ગયાં છે અને હવે તે તરફનો બીલકુલ ભય રહ્યો નથી, જો આપની આજ્ઞા હોય તો આહીથી કુચ કરીએ;

હરિ૦—આપ સઘળા શ્રમીત થયા હશો. માટે જરા વીશ્રામ લઇ આહીથી કુચ કરીએ.

સત્યકીર્તી—મહારાજ, જેમ આપની આજ્ઞા ! સૈન્યાપતી તરફ જોઈ ) સૈન્યાધીપતી ! તમે લશ્કર હુકમ કરો કે જરા વિશ્રાંતી લેવા સારૂં અહી સર્વે મુકામ કરે.

સૈન્યાધિપતિ—મહારાજ લશ્કર આંહી રોકવાની શી જરૂર

છે, તેઓ તો આહીથી વીદાય કરવુંજ સારૂ છે કેમકે તેઓ પોતાને સ્થળે જઇ અશ્વોને નીર, ચાર વીગેર નાખી તેઓનો શાંતી કરે; તથા પોતે પણ જરા પોતાના ઠામસર જઇ વીશ્રાંતી લે.

હરિ૦—જેવી તમારી મરજી, જાઓ ત્યારે તમે સૈન્ય લઇને અમે આહી વીશ્રાંતી લઇ ખુલ્લી જગાની હવા ખાઈ થોડીવાર પછી આવીશું

સૈનાધિપતી—જેવી આપની મરજી ( સર્વે સૈન્ય લઈ સઇન્યાધીપતી નગર ભણી કુચ કરે છે. )

હરિ૦—પ્રીય સત્યકીર્તી ચાલો આપણે મનોવિલાસ બાગમાં જઇ વીશ્રાતી લઈએ.

સત્યકીર્તી—જેવી આપની આજ્ઞા. ( સર્વ બાગમાં જાય છે.



## પ્રવેશ ૭ મો.

### સ્થળ—વિશ્વામીત્રનો આશ્રમ.

પાત્ર—વિશ્વામીત્ર, પશુ અને મંત્રથી ઉત્પન્ન કરેલી એક વારાંગના

( વીશ્વામીત્ર ધ્યાન ધરી જ્યાં બેઠા છે, ત્યાં એક પશુ બરાડા પાડતું આવે છે. )

પશુ—( કરૂણા સ્વરે મહાન યોગેંદ્ર આપના મંત્ર પ્રબળથી ઉત્પન્ન કરેલાં સર્વ પશુનો મહારાજા હરીશ્ચંદ્રે નાશ કર્યો, અને ફક્ત આપને ખબર દેવા માટે હું ચુપકીથી નાશી આવ્યો છું.

વીશ્વામીત્ર—(ક્રોધથી) શું ? એ દુષ્ટ મારા ઉત્પન્ન કરેલાં સર્વ પશુનો નાશ કર્યો તે ઠીક છે ? હવે હું તેની પુરી ખબર લીધા સિવાય છોડનાર નથી જા હવે તુ તારા આશ્રમે. એમ કહી તેને નીજ મંત્રથી અદ્રશ્ય કરે છે ( મનમાં ) એ તો પેશ ન પહોચ્યો પણ હવે શી રીતે કરવું અને તેને અસત્ય શી રીતે બોલાવવું [ જરા વીચારીને ] હા હા એજ વીચાર ઠીક છે પાણી મંત્રો જમીન ઉપર છાંટે છે એટલે એક નવ યૌવના ઉત્પન્ન થાય છે; તે વિશ્વામીત્રને નમે છે.

વારાંગના—( નમીને યોગીરાજ શી આજ્ઞા છે !

વિ૦—સાંભળ જ્યાં હરિશ્ચંદ્ર આરામ લેવા સારૂ પડાવ નાખ્યો છે, ત્યાં તુ જા; અને તારા નૃત્ય અને સંગીત કળાથી હરીશ્ચંદ્રનું મન એવી રીતે રંજન કર કે જેથી તારા ઉપર અતી પ્રસન્ન થાય અને જે વખતે પ્રસન્ન થઇને માગવાનું કહે ત્યારે તારે રાજછત્ર

માગવું, અને તે જ્યારે આપવાની ના કહે ત્યારે તેના અંતઃપુરમાં રહેવા વીશે કહેવું. પછી તે ના કહે તો બીજું કાંઇ તરે માગવું નહી. જા હું તારી પાછળ સત્વર આવું છું. જા જરૂર જા ને મારૂં કામ બજાવી સત્વર પાછી આવ.

વારાંગના—બહુ સારૂં ગુરૂરાજ! આપની આજ્ઞા શીર ચઢાવું છું.

( જાય છે. )

વિશ્વામીત્ર—ચાલ જીવ. હું પણ મારૂં ષટકર્મ કરી તૈયાર થઇ ત્વરાથી જઉં કે ત્યાં તાલ ઠીક આવે.

( આશ્રમ અંદર જાય છે. )

## પ્રવેશ ૮ મો.

### પ્રથમ—મનોવિલાસ બાગ.

પાત્ર—હરિશ્ચંદ્ર, તારામતિ, સત્યકીર્તિ, માળી, વારાંગના, સારંગીવાળો, તબલચી અને પાછળથી વિશ્વામીત્ર.

હરિશ્ચંદ્ર અને તારામતી બાગમાં બંગલાની અંદર જાય છે. અને સત્યકીર્તી બાગના ઝાડોની સુંદરતા જુએ છે

હરિશ્ચંદ્ર—પ્રીયા! તું બહુ શ્રમીત થઇ હઇશ માટે જરા આરામ લે.

તારામતિ—પ્રાણનાથ! આપ આ શું બોલો છો ? આપ અતિ શ્રમીત થયા છો માટે આપ જરા વિશ્રાંતી લ્યો. હું આપની પાસે બેઠી છું.

હરિશ્ચંદ્ર—(અતિ શ્રમિત હોવાથી બહુ સારૂં પ્રીયા, જેવી તારી મરજી. હરિશ્ચંદ્ર તારામતિના પગ ઉપર માથું મુકી આરામ લે છે. ને નિંદ્રા દેવીને વશ થાય છે થોડીવારે તેને સ્વપ્ન આવવાથી તે એકદમ ઝબકીને જાગે છે અને તારામતિને કહે છે.)

દાહ ઉઠી છે દુઃખની દિલમાં એ રાહ.

સુણ પ્યારી આજ મારી, સ્વપ્ન તણી વાતરે. ટેક.
મુજ પિતા સ્વર્ગે ગયા, રાજકાજ મેં તેથી ગ્રહ્યા;
પરણી પ્રેમદા સુખી થયો, વાલી પંચ કહું સાક્ષાતરે. સુણ૦
ઋષિ આવ્યા એ સમે, તેણે કહ્યું જી એક દ્યો તમે;
તેની સંગે બીજી ભમે, તેથી દુઃખ થયું મુજ જાતરે. સુણ૦

ત્રીજી તો વળી અંધ થઇ, ચોથી તુજીને જતી રહી;
એક મુજ સંગમાં રહી, તેથી થઇ વીપરીત અતી વાતરે. સુણ૦

તારામતી—તમારો આ વાતનો ખુલાસો પ્રધાન સત્યકીર્તીને પુછવાથી યથાયોગ્ય રીતે મળશે.

હરી૦—બહુ સારૂં પ્રીયા, તમે અંદર જઇ બેસો હું તેમને બોલાવી સ્વપ્નની હકીકત કહી તેનો ખુલાસો મેળવું છું.

તારામતી—સારૂં સ્વામીનાથ! ( કહી અંદર જઇ બેસે છે ને હરીશ્ચંદ્ર સત્યકીર્તીને બોલાવે છે ને સત્યકીર્તી આવે છે. )

સત્યકીર્તી—(આવી નમન કરીને) મહારાજ શી આજ્ઞા છે?

હરી૦—પ્રિય પ્રધાન! આજ મને એક વિપરીત સ્વપ્ન થયું છે. માટે તેનો ખુલાસો લેવા આપને બોલાવ્યા છે.

સત્ય૦—મારી બુદ્ધિ પ્રમાણે તેનો ખુલાસો કરી આપીશ.

હરી૦—સાંભળો ત્યારે, જાણેકે મારા પીતા સ્વર્ગે સીધાવ્યા તેથી હું સરવે રાજકાજનો ભોક્તા થયો, પછી હું પાંચ સ્ત્રીઓ પરણ્યો એવામાં એક સમે કોઇ એક ઋષી આવ્યા તેણે મારી પાસે એક સ્ત્રી માગી તેથી મેં તેને આપી એટલે બીજી તેની સાથે જવા તૈયાર થઇ તે મારી આજ્ઞા વીના જતી રહી. ત્રીજી હતી તે આંધળી થઇ ને ચોથી હતી તે મને તરછોડી નાશી ગઇ. ફક્ત પાંચમી સ્ત્રી મારી સંગે રહી, આમ બનવાથી હું ઘણો દુઃખી થયો છું એટલામાં મારી આંખ ઉઘડી ગઇ ને જોઉ છું તો તેમાંનું કાંઇ પણ ન મળે.

સત્ય૦—( થોડી વાર વિચાર કરી ) સાંભળો નૃપતિ.

નથી પદમણી જેના ઘર વિષે, ધિક્કાર છે તે જનને. એ રાહ
સુણો સ્વામી માહરા, તે સ્વપ્ન રે તમને થયું,
જોગી સંગે જે જશે, તે રાજ્ય તમારૂં હશે?
બીજી જાશે તેના સંગમાં, તે લક્ષ્મી ધારી કહું. સુણો૦
ત્રીજી નારી જે અંધ થાશે, તે તુમ પ્રિયા વેચાશે;
ચોથી તમને તજીને રહેશે, તે પુત્ર આપનો સત્ય કહું. સુણો૦
રહેશે પાંચમી આપની સંગ, કદી સત્યતામાં નત્ર પડે ભંગ;
મમ વાત સરવે સાચી જાણો, જે કહેતાં મુજને દુઃખ ભર્યું. સુ૦

( એવામાં બાગનો રક્ષક આવે છે )

માળી—[ નમન કરી ] મહારાજ કોઇ ગુરૂકા આપની પાસે આવવા રજા માગે છે.

સત્ય—નૃપવર ! એ પણ આ અવસરે ઠીક આવી પહોંચી. કેમ કે તે પોતાના મધુર સ્વરથી ગાઇ આપના દીલને શાંતી પમાડશે અને શ્રમને દુર નિવારશે.

હરી—જાઓ સુખેથી પ્રવેશ કરાવો [ માળી જઇ તેને અંદર મોકલે છે, તે તબલચી તથા સારંગીવાળા સાથ આવીને નમન કરે છે તેને હરિશ્ચંદ્ર પુછે છે ] અહો ગુણીકા આપ કીયા દેશથી પધારો છો ?

ગુણીકા—મહારાજ હું આપ નામવરના પ્રતાપથી ઘણા દેશ ભમી આપની પાસે આવી છું હું આપના શહેરમાં આવી કે તરત મને એવા ખબર મળ્યા કે; મહારાજ! આજ મનોવિલાસ બાગમાં છે તેથી બારોબાર આંહીજ આવી છું આપનો શો હુકમ છે નામદાર ?!

સત્ય૦—અહો ગુણકા કોઇ એવી ચીજ હોડો કે મહારાજનું મન પ્રસન્ન થાય; ને તમારૂં કામ થાય,

હરી૦—હાં હાં કોઇ એવી ચીજ ઉડાવો કે મારા સ્વપ્નનું દુઃખ નિવારણ થાય.

ગુણકા—બહુ સારૂં, જેવી ભુપતિની આજ્ઞા.

[માહુ લગાડો તો મારા સમ છે સલુણીરે] એ રાહ.

હે નૃપ પ્રજાપાળી, સત્યવાદી સાચારે;
દાનેશ્વરી કરણ જેવા, નથી કાંઇ કાચારે. હે નૃપાલ
ન્યાયમાં નિપુણ, રામ જેવું સુખ આપોરે;
અરજુન સમ સુરા, થઇ દુઃખ કાપોરે. હે નૃપાલ
સારૂંમાં સુર્ય સમાના, તપે તેજ તમારે;
ભિક્ષુક સંત શીતળતા, પામે શશી સમરે. હે નૃપાલ

હરી૦—[ ગાયન સાંભળી ખુશી થઇ ] હે વારાંગના મારૂં મન અતી રંજન તારા સુસ્વરથી થયું છે માટે આ વખત તારી ખુશીમાં આવે તે માગી લે. હું આપવા તૈયાર છું,

ગુણકા—મહારાજા જો આપ મારા ઉપર પ્રસન્ન થયા હો તો આપનું જે રાજછત્ર છે તે મને આપો,

હરી૦—હે ગુણીકા, તેં આમાં શું માગ્યું, બીજું કાંઇ માગ કે જેથી તારૂં શુભ થાય.

ગુણુકા—નહીં મહારાજ. મારે આપના પ્રતાપથી બીજી કોઇ ચીજની ન્યુનતા નથી, ફક્ત આપના અતિ આગ્રહ ને પ્રેમની ખાતરજ મેં માગ્યું છે. મારે જો આપવું હોય તો હા કહો નહિ તો ના કહો તે હું મારે પંથે પડું.

હરીo—કોઇ બીજું માગ ! હું છત્ર સિવાય સર્વ આપવા તૈયાર છું.

સત્ય—(આ સાંભળી ક્રોધાતુર થઇ ગુણુકાને કહે છે.)

સુણો દિલ્હી તખ્ત ધરનાર—એ રાહ

શું મુખથી બોલે આ વચન, માગે શું વિચાર કર્યાં વિનારે;

કેમ માગે રાજછત્ર રાજન, માગે

એ તો રાજ્યનું ચિન્હ કહેવાય, માગે.

માગ્યું કોઇને તે નહિ અપાયુ. માગે.

માગ માગ બીજું તું તો આજ, માગે.

જેથી થાય સફળ સહુ કાજ. માગે.

ગુણુક—અયોધ્યાપતિ જો આપને તે આપવાની ઇચ્છા ન હોય તો ખેર મને આપના અંતઃપુરમાં સ્ત્રી તરીકે રાખી કામાગ્ની શાંત કરો. એટલે સરંસ પામી ચુકી.

હરીo—(આ સાંભળી અતિ ક્રોધાતુર થઇ ગુણુકાને)

ખરે વટલી છું હા હા તારી બેન બેગમ બાદશાહની સાચીરે,

આવું અઘટીત કેમ વદે વેણુ ? વારાંગના વિચારી વદ તુંરે;

પર સ્ત્રી મારે માત ને બેન, વારાંગના.

સ્ત્રીહત્યા મુજથી ન થાય, વારાંગના.

તેથી પ્રાણુ તુજ આજ બચાય, વારાંગના.

કહી શાસ્ત્રમાં સ્ત્રીહત્યા સાર, વારાંગના.

તેથી મારતો નથી આંહિ ઠાર, વારાંગના.

જા થા તું મુજ ચક્ષથી દુર, વારાંગના.

કર નહિ ઘડી એક સબુર. વારાંગના.

સત્યકીર્તી—( ક્રોધથી ) જા જા દુષ્ટ ચંડાળ ! જે રાજા આપે તે લે ! નહિ તો જો વધુ બોલીસ તો તારી હાણુ થશે.

હરીo—(નમ્રતાથી) તું હઠ આ માટે કરે છે. હઠ જવાદેવે હું જે ખુશી થઇ આપું તે લે.

ગુણુકા—મેં જે માગ્યું છે તેજ ખરૂં છે બાકી મારે કાંઇ પણુ જોઇતું નથી. આપવું હોય તો હા પાડો નહિ તો ના પાડો.

સત્યકીર્તી—ઉઠીને ક્રોધથી તેને ધક્કો ... બહાર કાઢી મુકે છે દ્વાર બહાર ગુણકા જાય છે એટલે તે ... શ્વામિત્ર સામા મળે છે ગુણકાને લઇ ક્રોધાવેશથી વિશ્વામિત્ર ... દ્રા પાસે આવે છે. તેને હરિશ્ચંદ્ર દંડવત પ્રણામ કરે છે વિશ્વા... ને ધિક્કારી કાઢે છે.

વિ૦—દુર રહે એ દુષ્ટ પ્રપંચી! મા... ને અપવિત્ર નકર.

હરિ૦—યોગેંદ્ર! આ કિંકર ઉપ... અપમાન થવાનું શું કારણ છે?

વિ૦—(ક્રોધથી) અરે તું દયાવાન ... થયો છું? તારે શરણે આવેલી અબળાની મનોવૃત્તિ પુર્ણ ... તેને મારી કાઢી મુકી એ શું કહેવાય; દયાવાન દયાવાન ... લોકમાં પ્રસિદ્ધિ મેળવી છે એટલુંજ કે, ખોટી કીર્તિ સંપાદન કરતાં શું તને શરમ નથી આવતી.

હરી૦—(નમનતાઇથી) આપ આટલા બધા આરોપ આ કીંકર ઉપર મુકો એ આપ જેવા મહાન યોગેંદ્રને યોગ્ય છે.

વિ૦—(ગુણકાને) બોલ બાળા તને કોણ માર મારી તારો તિરસ્કાર કર્યો?

ગુણકા—(સત્યકીર્તિને બતાવીને) ગુ... ાને મને માર મારી મારા તિરસ્કાર કર્યો.

વિ૦—(સત્યકીર્તિને) કેમ રે દુષ્ટ આ બ... ઉપર હાથ ઉગામતાં તને કાંઇ પણ શરમ ન આવી!

| | | |
|---|---|---|
| હરિશ્ચંદ્ર<br>સત્યકીર્તી | } | યોગીરાજ જે કાંઇ અમારાથી આનો અપરાધ થયો હોય તો ક્ષમા કરશો એવી અમારી આપ પ્રત્યે નમ્ર વિનંતિ છે. |

વિ૦—અરે પાખંડીઓ જાઓ આ ... પે તમારૂં મુખ મને ન બતાવો તમે પુરા પ્રપંચી ને ઠગ છો. ... જેવા ઠગ આ દુનિયામાં મેં આજ સુધી કોઇ જેયા નથા.

સ૦—(હરિશ્ચંદ્ર) મહારાજ! આપને અહિં ઘણો વખત વ્યતિત થયો છે માટે નગર ભણી જઇએ તો સારૂ.

હરિ૦—બહુ સારૂ કરો તૈયારી.

વિ૦—(મહા ક્રોધથી) અરે ઠગો જાઓ છો ક્યાં મને ઉત્તર આપ્યા પછી તમારે જવું હોય તો જાઓ.

હરી૦—શું છે ગુરૂરાજ? (નમનતાઇથી).

વિ૦—(ભ્રકુટી ચઢાવી) શું છે શું છે શું કરે છે! કેમ તારી

ચક્ષુ આકાશમાં ગઇ હશે? આ ઉભેલી અબળાને નહિ દેખતો હોય!

હરિ૦—મહારાજ તે બાળાનું શી રીતે કરવું છે?

વિ૦—ધીરથા? એમાં કરવુંતું શું તેને તારા અંતઃપુરમાં દાખલ કર એટલે બસ.

હરિ૦—રૂષિરાજ એ વાત કદી બનનાર નથી.

વિ૦—તેમાં તને શી હરકત છે? શું ત્યારે મારૂં કહેલું વચન મિથ્યા થાય?

હરિ૦—તે વાત તમારે કદી પણ કરવી નહી ચહાય તો અરે મારા ધડપરનું શીશ ઉડાવી લ્યો, અને ચહાય તો આ મારૂરાજ ગ્રહણ કરો તે બંને વાતથી ખુશી છું પણ તે કાર્ય કરવા ખુશી નથી.

વિ૦—( રાજ આપવું સાંભળી મનમાં ) ઠીક વખત આવ્યો છે આવો વખત ફરી ફરી આવનાર નથી આ દાવ તો ઠીક આવ્યો છે માટે હવે ભુલવું જોઇએ નહી ( ચારાન ) અરે હરિશ્ચંદ્ર આ શું બકે છે. કોઇથી રાજ અપાયું છે? એ તો સઘળી બોલવાની વાતો ને કહેવાનું? પણ દેવાતું નથી રાજ કોઇથી અપાયું નથી ને આપશે પણ નહિ.

હરિ૦—યોગેંદ્ર? આજ સુધી કોઇએ આપ્યું નથી, તો તેની હું પહેલ કાઢવા તૈયાર છું પણ આ વારાંગનાને મારા આવાસમાં રાખવા ખુશી નથી.

વિ૦—જો એમજ તારી ઇચ્છા છે તો મુક મારા શિરપર મુગટ! અને કરી આપ દસ્તાવેજ રાજ આપ્યાનો (હરિશ્ચંદ્ર વિશ્વામિત્રને પોતાનો મુગટ પહેરાવે છે આ જોઈ સત્યકીર્તિ મુર્છિત થાય છે તેને હરિશ્ચંદ્ર સાવધ કરે છે જરા સાવધ થાય છે એટલે )

સ૦—( ગદગદ કંઠે ) મહારાજા આપ આ શું કરો છો! આજ આપણું ડહાપણ કયાં ડુબાવ્યું? સઘળી ચતુરાઇ કયાં ચુકાવી? ભાનને કયાં ભમાવ્યું? અરે રાજેંદ્ર! આપ આમ કરી રંક રૈયતને શાને દુઃખી કરો છો? અરે આપ કેમ આમ મુગા થઇ ગયા છો? મહેરબાની કરી આપને હાથે આપતું તથા સર્વ પ્રજાનું બુરૂં ન ચાહો.

હરિ૦—(સક્રોધથી) આ વખત તમારે મને કાંઇ પણ ન કહેવું મારી નજરમાં આવશે તે કરીશ તમારે બોલવાની કાંઇ જરૂર નથી. એમ કહી હરિશ્ચંદ્ર વિશ્વામીત્રને પોતાની માલમત્તા, રાજ

માટ સર્વનો દસ્તાવેજ કરી આપે છે તે વિશ્વામિત્ર પોતાની પાસે રાખે છે.

વિ૦—કેમ હરિશ્ચંદ્ર ! હવે આ રાજ ઉપર તો મારોજ હક કે નહિં !

હરી૦—આપનોજ હક ગુરૂરાજ !

વી૦—ત્યારે હવે તું કેમ ઉભો રહ્યો છું ?

હરી૦—આપની રજા લેવા માટેજ !

વી૦—જા ત્યારે મારી રજા છે.

હરી૦—બહુ સારૂં યોગેંદ્ર ! એમ કહી જવા માંડે છે પણ વિશ્વામિત્રના મનમાં કાંઇ સાંભરી આવ્યાથી પાછો બોલાવે છે.

વિ૦—હરિશ્ચંદ્ર આમ આવ આમ.

વી૦—તેં દસ્તાવેજ કરી રાજ સોપ્યું એતો ખરી વાત પણ તારા નગરમાં તું મારી સાથે આવી તારી પ્રજાના સમક્ષ મને તારા રાજ્યાસનપર બેસાડ ને તારી સરવે હદમાં મારી દુવાઇ ફેરવ, એટલે સરત નક્કી થાય તેં આહી રાજ આપ્યું ને તારા ગયા પછી મને કોઇ ઉભો ન રાખે તો પછી મારે શું કરવું ભલા ?

હરિ૦—બહુ બહુ સારૂ યોગેંદ્ર ચાલો ત્યારે (સત્યકીર્તીને) સત્યકીર્તિ તમે મારી પ્રિયા તારામતીને લઇ તમે શહેરમાં આવો હું તથા વિશ્વામિત્ર આપની પછવાડે આવીએ છીએ.

સ૦—બહુ સારૂ કૃપાનીધાન (શોકાતુર ચહેરે જાય છે.)

હરિ૦—(વિશ્વામિત્ર) ચાલો ગુરૂરાજ મહારાજ આપને મારી રાજ ગાદી સોપી, તમારા નામની દુવાઇ ફેરવી હું મારા પંથે પળું.

વી૦—હા ચાલો ( બંને નગર ભણી જાય છે. )

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—હરિશ્ચંદ્રની કચેરી.

પાત્ર—હરિશ્ચંદ્ર, તારામતિ, રોહિતાશ્વર, સત્યકીર્તિ, વિશ્વામીત્ર, સેનાધીપતી, પ્રતિહાર અને નગરજનો વગેરે કચેરી મંડળ, સર્વ કચેરી ભરાઇ છે, ત્યાં પ્રતિહાર દુરથી વિશ્વામીત્રની છડી પોકારતો કચેરી અંદર પ્રવેશ કરે છે. અને પાછળ હરિશ્ચંદ્ર કચેરીમાં પ્રવેશ કરે છે. વિશ્વામિત્રના નામની નેકી પોકારતી સાંભળી તથા

રાજ મુગટ વિશ્વામિત્રના શિરપર જોઇ, એક બીજા અંદર અંદર વાતો કરે છે )

નગરશેઠ—(જરા ગભરાતા ચહેરે) અરે માણેકચંદ માણેકચંદ !! આ શું એકાએક ફેરફાર !!!

નવલચંદ—અને વળી વીશ્વામીત્રના નામની નેકી !

માણેકચંદ—( શોકાતુર ) તે તો ખરૂં પણ જુઓ તો ખરા મહારાજાના શીરપર મુગટ નથી !

ફતેચંદ—ખરી વાત મુગટ તો વિશ્વામીત્રના શીર છે.

નવલચંદ—આમ થવાનું શું કારણ ?

નગરશેઠ—ઇશ્વર જાણે છાના ભેદની વાત શી રીતે માલમ પડે, એવામાં હરિશ્ચંદ્ર તથા વિશ્વામીત્ર આસન પાસે આવે છે.

હરિ૦—(વિશ્વામીત્ર) બીરાજો રાજેંદ્ર આ આસનપર વિશ્વામીત્ર આસન પર બેસે છે ને હરિશ્ચંદ્ર સભા તરફ જોઇને મોટે સાદે હે સભાજનો ! આજથી મેં મારી રાજી ખુશીથી મહાન યોગેંદ્ર વિશ્વામીત્રને રાજ સોંપ્યું છે માટે હવે એમને તમારે નરેશ તરીકે માનવા અને તેમની આણમા તથા તેમની આજ્ઞા મુજબ વર્તવું.

વિ૦—અરે પ્રપંચી જાળ પસારનાર, આ વખત મને સારૂ લગાડવા આમ બોલ અને પાછળથી તારી રૈયતને ઉસ્કેરી મારી નંખાવે ત્યારે મારૂં શું જોર ચાલે. માટે નથી જોઇતું મારે: તારૂં રાજ [એમ કહી આસન પરથી ઉઠવા જાય છે એટલે]

હરિ૦—મહારાજ આપ તે વાતથી નચીંત રહો. કદી આભ જમીન એક થાય તોપણ એવી વાત મનમાં લાવુંજ નહીં, એ નક્કી સમજવું.

વિ૦—ત્યારે તો ઠીક ! પણ હવે તારી રાજધાનીમાં મારા નામની દુવાઇ ફેરવવાની કેટલી વાર છે ?

હરિ૦—કાંઇજ નહીં, (શોકાતુર ચહેરે સત્યકીર્તી બેઠેલો છે તેને) સત્યકીર્તિ તમે નગરમાં જઇ મહારાજા વિશ્વામીત્રના નામની આણ ફેરવો, અને સહુ તેમની આજ્ઞા મુજબ જેમ મારી આજ્ઞાએ વર્તતા હતા તેમ વરતજો. જાઓ જલદી જાઓ ઉદાસ ના બનો.

સત્યકીર્તી કાંઇ બોલ્યા વગર ઉદાસ ચહેરે નગરમાં વિશ્વામીત્રની આણ ફેરવવા જાય છે.

હરિ૦—કેમ મહારાજ, હવે મને જવાની આજ્ઞા છે ?

વિ૦—હા સુખેથી સિધાવો ! ( હરિશ્ચંદ્ર જવા માંડે છે વિશ્વા-

મીત્ર તેના રાજ પોશાક ઉપર નજર જવાથી  પાછો બોલાવે છે )
અરે હરિશ્ચંદ્ર, આમ આવ. આમ આવ. આ  કપડાં છે તે ઉતારી નાંખ ને પહેર આ કફની, જાણે બાપની મતા થઇ તે પહેરીને ચાલ્યાં વળી સાંભળ તારી સ્ત્રી તથા તારા પુત્રના અંગપર જે દાગીના તથા સુંદર વસ્ત્રો હોય તે ઉતારીને જવું. હવે કાંઇ એ તારા બાપદાદાની મતો નથી. જે છે તે સધળુ મારૂંજ છે. માટે મારૂ  કહેવું ધ્યાનમાં લઇ ઉતાર તારાં આભુષણો ! તારી સ્ત્રી, પુત્ર શીખે  નાં. લે પહેર આ પોસાતો પોશાક [ એમ કહી કફની આપે છે. ]

હરિ૦—બહુ સારૂ નૃપવર જેવી આપની આજ્ઞા. [પ્રતિહાર] પ્રતિહાર તમે જઇ મારી સ્ત્રી તથા પુત્રને આંહી લઇ આવો.

પ્ર૦—બહુ સારૂ ( તેડવા જાય છે ને હરિશ્ચંદ્ર પોતાનો પોશાક ઉતારે છે.

હરિ૦— રાગ મરાઠી સાખીની ચાલનો.

ઉતારૂ મમ વસ્ત્રાદ્ પણ્ હીંમત ધરી આ વાર,
અલંકાર હું અળગા કરીને, ભેખ્ ધરવા છું તૈયાર;
...મ: તને મેં દીન ધાર્યો, કર્યો બહુ સત્કાર;
કુંડળ કરણથી અળગા કરૂ હું, તજી આ હીરા હાર,
...બુ કંઠેથી મુક્તા માળા, ગળચવો છંડુ અત્યારે;
આંગળથી હું અળગા કરૂં, દેહ વીંટી આવાર,
જરીયન જભો શું રે હું રેક કટીથી સોનાની સાંકળી;
...થી હું તોડો તજુરે વળી તજુ નગ્ર જળ.
( તારામતી તથા રોહીતાશ્વર આવે છે તેને તારામતી પ્રત્યે )
... તું મારી અહીંયારે આવ, શરમ મુકી આ વાર,
આભુષણો ઉતારી દે તું રૂપીને નહિ કર વાર;

તા.રામતી— ઉપલી રાહ.

સ્વામી વચનથી સર્વ તજું છું કહેના સર્વ શણગાર;
તજુ સાડી કચુકી જરીયન, જડીત્ર ...હાર;
સર્વ તજુ શણગાર અંગના, વેગે આણીવાર.
પ્રિય પુત્ર તું તજરે તારા, શોભીતા શણગાર.

(સજલ નેત્રે) પ્રીય રોહીત! બાપુ તારા અંગના  સર્વ દાગીના તથા સુશોભીત વસ્ત્ર, ગુરૂરાજ  વિશ્વામીત્રને આપી દે કારણ કે હવે આપણે વનમાં જવું છે. (ઝટ કર બેટા વાર થાય છે )

રોહી—દાશી શું થયું રણને વિશે કહેનીરે. જી રાહ,
માતુ માહરી, આ શું વદો વાતરે.                ટેક.

અરરહાય, કેમ તજાય, મન મુંઝાય લાગે લ્હાય;
કાહતાં આ શણગારરે. માતુ•
બહુ મુને ગમે, પેરવા આ શણગારરે;
સુણી વચન, કંપે તન, વિકળ મન જાવું વન,
આશુ વહે માતર માતુ૰

( ગદ્ય ) નહી નહી માતુશ્રી હું મારા અલંકાર તથા વસ્ત્રો નહિ ઉતારી આપુ

હરી—બેટા રોહિત, આ વખત હઠ કરવી નકામી છે.

તારામતી—મારા લાડકવાય બાળ, તારા પિતાજીનું વચન શિર ચડાવી દે બાપુ. ( ઘણી રીતે સમજાવી તેના વસ્ત્રાલંકાર ઉતારી આપે છે. અને હરિશ્ચંદ્ર વિશ્વામીત્રને )

હરી૰—કેમ ભુપતિ હવે અમને જવાની આજ્ઞા છે ?

વિ૰—જવાને તો મારી કાંઇ ના નથી પણ મારૂં સોનું જે તારી પાસે લેહણું છે તે આપ પછી સુખેથી સિધાવ.

હરિ—ઝાન મુખે થોડી વાર ઉભો રહી તથા સ્તબ્ધ બની ) મહારાજ, આપનું મારી પાસે લેણું છે તે ખરી વાત, પણ હાલ શી રીતે આપી શકું, એવી કોઇ ચીજ મારી પાસેજ છે.

વીં૰—એમ છે ત્યારે ના કહે કે મારી પાસે કાંઇ માગતા નથી એટલે થઇ રહ્યું.

હરિ—અરે આ પૃથ્વી ઉથલ પાથલ થાય પણ હું મારા સુખથી એમ નથી કહેવાનો કે આપનું લેણું મારી પાસે નથી.

વી૰—( જરા ક્રોધથી એવી સિદ્ધાઇ રાખતો હોય તો મુકાદે મારૂ હાલને હાલ લેણું સોનુ ) નરમાસથી કહેને કાંઇ માગતા નથી એમા તને શો કફાયદો છે એટલું બોલ્યાથી તારૂ રાજ તને પાછુ સોંપુ, ને મારા લેણાનો તારા ઉપરથી હાથ ઉઠાવુ (જરા ખુશી બનાવી. ( જા એટલું બોલ હુ સઘળા ઉપરથી મારો હઠ ઉઠાવવા રાજી છું સત્ય કહું છું. જુઠુ ન માનતો આમાં લેશભર ખોટું હોય તો મને ગૌહત્યાનું પાપ છે.

હરિ—સક્રોધથી ) આપ એવું વદી મારા દીલને દુખી ના કરો ! કારણ કે આ શરીરના ટુકડા ટુકડા થાય તો શું થઇ ગયું પણ નથી માગતા એવો ઉચ્ચાર આ મુખથી કદી પણ થવાનો નથી ગમે તેમ કરી આપનું માગતું સોનું આપીશ

વીં૰—ચાલો ત્યારે.

હરિ૦—કૃપાનીધાન ! હાલ મારી પાસે નથી. શહેરમાંની કરી હમણાં મજુરી પકડો હું ચાળીસ દીવસમાં આપનું સોનું આપીશ. નિશ્ચિત રહો. અને સુખેથી રાજ ભોગવો.

વિ૦—ચાળીસ દીવસ જેટલી ક્યાંથી આપીશ તે તો મને કહે !

હરિ૦—મહારાજ કાશીપુરીમાંથી લાવી આપીશ

વિ૦—શું તારા બાપે ત્યાં ખાણુ બાણુ દાટી છે કે શું ! કાશીપુરીનું બાનું બતાવી છટકી જવું હશે પણ નક્કી સમજજે કે ગમે ત્યાંથી સોધી કાઢી મારૂ સોનું લીધા વિના છોડનાર નથી.

હરિ—આપ એવો અંદેશો મનમાં ન લાવશો હું આપને એટલી અરજ ગુજારૂં છે કે. મારી સાથે કૃપા કરી આપનું માણસ મોકલવું જોઇએ કે જેથી આપનો પુરતો વિશ્વાસ રહે, અને આપનું સોનું લઇ આપની આગળ રજુ કરે.

વિ૦—( ભગુટી ચઢાવી ) એક તો લેણું આપવું નહિ. ને ઉલટી શીખી શું તારા બાપના નોકર ઓકર રાખેલા હશે તે વળી તારી સાથે મોકલું ઝટ નથી માગતા એમ કહી દે એટલે પત્યું.

હરિ—સૂર્ય કદી પશ્ચિમમાં ઉગે તો પણ શું ! અને સીંહ તૃણ ખાય તો પણ શું હું મુખથી વદ્યો છું તે કદી મિથ્યા થનાર નથી ને જરા ફેર બોલવાનો નથી. માટે આ દીન કીંકર પર કરૂણા કરી, કૃપાવાન થઇ આપનું માણસ મોકલો. તો ઠીક હું મારી મુદત પ્રમાણે તેને તમારૂં લેણું સોનું આપી વીદાય કરીશ.

વિ૦—ભલુ સારૂ તારા કર્મમાં દુઃખ લખ્યું હશે તે કોણ મીથ્યા કરે મને તો તારી તથા તારી સ્ત્રીની તથા આ કોમળ બાળકની દયા આવે છે તેથી કહું છું હજુ માન ને તારી ખોટી જીકર છોડીદે.

હરિ—મહારાજ હવે મને નકામો ખોટી આવું વદી ન કરો.

વિ૦—ત્યારે તું જાણે હવડે નહિ માને તો જ્યારે દુ.ખ દેખીશ અને આ સ્ત્રી તથા પુત્રનો વિલાપ સાંભળીશ ત્યારે માનીશ જા લેશ અયોધ્યાના દશરથરાજા પાસે હું મારૂં માણસ લઇ આવ્યો તારી પુંઠે જો કાંઇ આઘો પાછો થતો,

હરિ૦—નચિંત રહો રાજેંદ્ર ! એવું કદી પણ કરવાનો નથી. હવે હું પણ જાઉં છું આપ જલદી આવો ( હરિશ્ચંદ્ર તારામતી રોહીતાશ્વ જાય છે અને દરવાજા પાસે પહોચે છે. )

વિ૦—( મનમાં ) ચાલ ઝટ હું પણ એક એવો માણસ ઉત્પન્ન કરૂં કે તેને અતિશય દુઃખ દઈ અસત્ય બોલાવે ( એમ કહી મંત્ર વડે એક આદમી ઉત્પન્ન કરે છે તે આદમી વિશ્વામીત્રને પ્રણામ કરે છે)

પક્ષત્ર—( બે હાથ જોડી ) ગુરૂ મહારાજ શી આજ્ઞા છે.

વિ૦—( આસનથી ઉઠી જરા આઘે નક્ષત્રને લઈ જઈ તેના કાનમાં કહે છે ) જે માણસ સાથે તને મોકલું તેને ઘણું દુઃખ દઈ માર મારી ઘણો જુલમ વરતાવી તેને અસત્ય વદાવવું અને આપણા લેણા સોનાની સખત ઉઘરાણી કરવી સોનાની આપણે કંઈ જરૂર નથી પણ તેને કરોડો ઉપાયે, અસત્ય વદાવવાનું કામ છે.

નક્ષત્ર—બહુ સારૂં મહારાજ.

વિ૦—( આસન પાસે આવી પ્રતિહારને ) પ્રતીહાર કચેરી બરખાસ્ત કરો.

પ્રતિહાર—કચેરી વિશ્વામીત્ર રાજેન્દ્રના હુકમથી બરખાસ્ત ( સઉ શોકાતુર ચહેરે જ્યાં હરીશ્ચંદ્ર છે ત્યાં જાય છે )

વિ૦—( નક્ષત્રને ) ચાલ નક્ષત્ર મારી સાથે.

નક્ષત્ર—ચાલો રાજેશ્રી ( બને જ્યાં હરીચંદ્ર છે ત્યાં જાય છે.)

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ અયોધ્યા શહેરના દરવાજા બહારની જગા.

પાત્ર—હરિશ્ચંદ્ર, તારામતિ, રોહિતાશ્વર, નગર બહારના જનો નાગરીકો, સ્ત્રીઓ નગરના રોહીતાશ્વરના મીત્ર અને પાછળથી વિશ્વામીત્ર અને નક્ષત્ર વગેરે

( હરીશ્ચંદ્ર દરવાજા બહાર નીકળી અયોધ્યાપુરીને પ્રણામ કરે છે. )

હરિ૦—પડ્યું વિખુટા પિયા સંજોગથી તારા એ રાહ.

પ્રણામ પ્રીતેથી કરૂં આ શહેરને આવાર.
છોડી જાતા હવે તુને, થયો છું તેયાર.
મહેલ, બગીચા, બંગલા, વાડી કચેરી રાજ;
સર્વને કરૂં પ્રણામ, વળી સકળ સમાજ,
ધન, માલ કુટુંબને, વિશ્વામીત્રને પ્રણામ;
પ્રણામ વાલા દેશને, મુજ દેશને પ્રણામ.

(એવામાં કેટલાક નગરમાં જવા સારૂ બહાર ગામથી આવે છે. તે હરીશ્ચંદ્રને ભગવા વેશ-તથા દરવાજા બહાર ઉભેલો જોઈ કહે છે.

નગર બહારના જનો—જનુની જીવોરે ગોપીચંદની.મ

મહારાજ આજ શા થકી, આવ્યા અત્રે આ વારજી;

ભેખ ધર્યો શાને કારણે, પુત્ર અને નારજી;
કેમ દીસો રાજા શોકમાં. ટેક.

હરિ૦—આવ્યા અત્રે અમે વન જવા, ભેખ ધરીને આ વારજી;
નહી દીલગીર થાઓ સૌ તમે, ખોટી થાઓ ન લગારજી;
આપ પધારો સુખે નગ્રમાં. એ ટેક.

નગર જનો—શાને માટે વન જવું પડે, ભેખ ધરીને મહારાજજી;
નથી દુઃખ તમ કોઇ વાતનું, ચાલો પુરમાં આજજી. આપ.

હરિ૦—જાઓ સુખે તમે નગ્રમા, નથી હું તમ મહારાજજી;
રાજ્ય સોપ્યુ વીશ્વામીત્રને. ખુશી થઇ આજજી. આપ.

નગર જનો શા કારણથી સોપ્યું, અત્રે વિશ્વામીત્રને રાજજી,
જોગટો શું રાજ ચલાવશે, એને શી ગમ રાજ કાજની કેમ;
( એવામાં તારામતીની દાસી ગભરાટમાં દોડતી આવી એકદમ તારામતીના કોટે બાજી સજલ નત્રે, )

દાશી— ગોપીચંદ લડકા, એ રાગ.

અહો બાઇ મારી કેમ મુકો છો મને અતરે. એ ટેક.
કૃપા કરીને આપ સંગે લ્યો, દાશીને એ બાઇ,
નથી તેડયો આ પુત્રને આપે, કેમ ઉચકશો બાઇરે, અહો.
ઘણા દીન મે સંગે રહીને. ખાધું આપનું અન્ન.
કેમ નીમક હરામ કરીશ તે દુઃખ વેઠીશ હુ તનરે. અહો.
મુજ પરીક્ષા જોવા કારણે, આપ્યો અવસર ઇશ;
તે માટે ચુકાશે નહી અવસર, હરેક રીત આવીશરે અહો.
( એટલામાં નગરજનની સ્ત્રીઓ આવે છે તે તારામતી નમતાથી )

સ્ત્રીઓ સર્વ—

અહે રાજ માતા, પધારો કૃપા કરી. એ ટેક.
તારામતિ—નહિ આવું હુ બાઇ કેશો હવેરે તમે જો ફરી,
ગુણસુંદરી—કરવું આપને આમ ઘટે નહિ માનો મારૂ વચન.
દુઃખ અસહ્ય છે અરણ્ય કેરાં, કેમ વેઠશો તનરે અહો.

તારા—લખ્યા વિધિએ લેખ કરમમાં, તે કેમ મિથ્યા થાય;
હશે જ્યારે અવસર આપ્યો, વેઠીશુ દુઃખ કાયરે. ના.

શિળ—કદી જમીનપર પગ નથી દીધો, કેમ ચાલશો વન;
કૃપા કરીને પુર પધારો, માની આપ વચનરે, અહો.

તારા—કદી નહી આવું પુરમહી રેવું સ્વામી સંગ;
સ્વામીનું દુઃખ સહે માનુની, આપણુ આરધુ અંગરે નહી.
સ્વામીને કષ્ટ દેનારી, મહા પાપી કહેવાય,

વચન પિયુનું કરે ઉલંઘન, તે નકી નરકે જાય રે. —નહીં.
માટે દુઃખમાં ભાગ લઈ સ્વામી સંગે રહી;
દુઃખ વખત ધીરજ આપું હું, બે ચાર વાતો કહીરે' નહીં.
પ્રેમ—સર્વ વાત તમારી સાચી, નવ છુટે તમ સ્નેહ;
તેથી કરીને સંગે હયો અમ, દુખ વેઠુંશું દેહરે. અહો.
તારા—નહિ યોગ્ય આવવું મુજ સંગે, સુખે રહો ઘર માંહી;
સ્વામી સેવા બજાવો, ખોટી ન થાઓ આંહીરે. ન.
મહા—નહિ નહિ બાઈ આમ વદો નહિ, ન કરો અમને નિરાશ;
અરે હાય શા કારણુ માટે, કરો છો સુખનો નાશરે. અ.
તારા— જદ્દાનો સીતમકુમઝાનાર હું એ રાહ.
અરે બાઈ આ શોક શાને કરો, નહિ દુખ દિલસે તગેરે ધરો;
હતો જયાં સુધી આપણોરે સંજોગ. રહ્યો ત્યાં સુધી હવે
થયો વિજોગ;
એમાં નહિ ઉદાશ થાવું તમને ઘટે, અતિશે રડે દુખ નહિરે મટે;
ધીરજ ધરી મનમાં જાઓ પુરમાંહી, ખોટી થાઓ નહી
ક્ષણુ એકજ આંહીં
કૃપા કરી પાછા વળો સૌ નાર. હવે માનો મારા છેલ્લા નમસ્કાર.
(એવામાં કટલાક નાગરીકો શોકાતુર ચહેરે અને અશરૂપાત કરતા આવે છે. તેમની સાથે રોહીતનો મીત્ર પણુ આવે છે રોહીતને દુરથી દેખી એકદમ તેની પાસે દોડી જઇ તેની કોટે બાઝી રૂદનાલાપ કરે છે)
મુઞલાલ— સહિયર શું દુખ દાખવું એ રાહ
મીત્ર મુકી કયાં જાય છે મુને લે તારી સાથ;
કદીએ અળગો નવ મુકતો ફરતા ઝાલીને હાથ. મીત્ર.
સંગે શાળે આપ ભણુતા, રમતા નવ નવા ખેલ;
બાગ બગીચે ને તે વાડીએ, કરતા આપણુ સેહેલ મીત્ર.
દિસે ઘડી એક વર્ષ સમ, તુજ વીના ઓ મીત્ર;
આવું સંગે પ્યારા તુજતણી નહિ પાછો ઘેર જાઉં;
કૃપા કરી સાથે તેડને એકલો હું અકળાઉં અકળાઉં. 'મીત્ર.
રોહિ૦— ઉપલી રાહ.
સોચ ન કર પ્યારા મીત્ર તું લખ્યા વિધિએ જે લેખ,
કરોડ ઉપાય કરે તોયે, થાય નહિ મીન મેખ સોચ૦

કૃપા કરી પાછો જાને તું. મુકી પ્યારો કપોત;
ધૈર્ય ધરી તુજ મન વિષે; જા થઇને ઘેર શાંત સોમ૦
લખ્યું હશે તો થઇશું ભેગા. નહિ તો છેલ્લા પ્રણામ;
તુજ શાણાને ઘટે નહિ, મિત્ર કરવું રે આમ. સોમ૦

( એટલે નગર જનો હરિશ્ચંદ્ર પાસે આવી )

કેકક—ધીક ધુવા ધીક મુજને ધીક કાણુ વીકારજી એ રાહ.
નહિ માનીએ રાજા એહને કાઢીશું પુર બારજી;
હુકમ આપનો લેવા માટે અમે કરી આમ વારજી;
પુરમાં પધારો વેહેલા રાયજી. એ ટેક.

હરિ૦—ખુશી થઇ રાજ આપીયું " કરોકલેશ નવ આપજી,
માનો આજ્ઞા સર્વે તેહની કરે દુર તમ તાપજી;
આપ પધારો સુખે નગરમાં. એ ટેક.

તજ્ઞ૦—હાથે કરી શાને વેરી લ્યો, શિરે દુઃખ મહારાજજી;
ગલીએ ગલી ભમનારાને, આપ્યું શું તમે રાજજી આ૦

હરિ૦—હતા પ્રથમ રાજન એ, પછી થયા જોગી રાજજી,
મહાન પંડીત તપશી ભલા, સાથે સ્વર્ગની સાજજી,

નગર—કૃપા કરી આવો પુરમાં, અર્જ કરીએ મહારાજનેજી.
પુત્ર નારી શાને દુઃખી કરો, વેગે ચાલો રાજન પુર૦

હરિ૦—વધુ વદી શાને દુખી કરો, વગે જાઓ પુર માંહીજી;
કરોડ ઉપાય પાછો નહિ ફરૂં, કરો શોક ન કાંઇ આપજી,

આણેક૦—એક ડગ પગે નવ ચાલતા કેમ રેશે આપ વનજી;
તાઢ તાપ નવ વેઠીઆ, દષ્ટ શેશો કેમ તનજી પુરમાં.

હરિ૦—પુરવે કીધાં પાપ આભવે, વેઠયા કદી ધીરજી;
એમાં ન ચાલે કોઇનું મથે હજારો વારજી આપ

વિદુ૦—આપ વિના લાડ કોણ મુને લડાવશે મહારાજજી;
આવીશ સંગે હું આપને, નહિ તરછોડો આજજી. પુર.

હરિ૦—મિત્ર વિદુષક માહરા, શોક કર નહિ લગારજી;
સુખે વસો આપ ગ્રહમાં પોષણ કરો પુત્ર નારીનું આપ.

સૈન્યા—શિર છત્ર આપ હુકમ કરો એની કરવાને ઘાતજી;
કરો કપટ રાજ એણે લઇ મીઠાની સર્વે વાતજી. પુર.

હરિ—કાઢો નહિ દોષ એહનો, આપ્યું ખુશી થઇ ધામજી,
મોહે માગ્યા દાન આપવાં એ છે રાયનાં કામજી; આપ.

મોતી—વેગે પધારો સ્વામી પુરમાં કૃપા કરીને આ વારજી;
દાસની દીલ અરજી ધરી વાર કરો ન લગારજી. પુર.

નવ૦—આપ વિના સર્વ આંધળું, લાગે શેહેર સ્મશાનજી;
ઘર અમને ખાવા ધાય છે, આવુ સુણી ન રહ્યું ભાનજી. પૂર.
કુતે૦—સુણી આવ્યા અત્રે ઝટ સ્વામી અમે આપની પાસજી;
અળગા કરી કેમ જાઓછો, પાછા ફરી પુરો આશજી. પૂર.
વાત સુણી ભાન ભુલીઆ, અંતર ઉઠી છે લહાયજી;
કંપારી છુટે અમ તનમાં, ધીરજ રહી ન દીલ માંયજી. પૂર.
નવ૦—શાને નિરાશ કરો સર્વેને, પધારી પૂરો આશજી;
કેમ મુગા થઇ ઉભા રહ્યા, શું જુવો છો ચોપાસજી. પૂર.

( વિશ્વમિત્ર એક બાજુએ ઉભો રહી સાંભળતો હતો. તે એકદમ નક્ષત્ર સાથે પ્રવેશ કરે છે તે હરિશ્ચંદ્રને કહે છે. )

વીશ્વામીત્ર—(ક્રોધથી ભ્રકુટી ચડાવી) અરે ઠગારા પ્રપંચી, દુષ્ટ ક્યારનો તું તારી પ્રજાને ઉસ્કેરે છે, તે હું સઘળું દુર ઉભો ઉભો સાંભળુ છું મેં જો તને પ્રથમ આવો જાણ્યો હોત તો કદી પણ જીવ જોખમમાં નાખત નહી મારે નથી જોઇતું તારૂં રાજ્ય મુકની રાજમાં કાંઈ મારૂં લેણું સોનું આપ એટલે બસ કે મારો જીવ લઇ મારા આશ્રમે જાઉં મેંજ મુર્ખતા કરી પ્રથમ આપવા માંડયું તે વખત લીધું નહીં.

હરિશ્ચંદ્ર—(નમનતાઇથી) મહારાજા આપને મારવા માટે હું કાંઇ પણ તેઓને કહેતો નથી ફક્ત આપની આજ્ઞામાં રહી, આપની છાયા તળે સુખ ભોગવે એની શીખ તેઓને દઉં છું.

વિશ્વામીત્ર—(ક્રોધથી) શું ત્યારે હું જુઠું બોલું છું પ્રપંચ કરી કેવો જુઠો પાડે છે? તારા જેવા અધમ આ દુનિયામાં મેં બીજો કોઈ જોયો નહી આટલું શા સારૂ કરવું પડે છે. જરા અંત્ય બોલ કે મારી પાશે તમારૂં સુવર્ણ લેણું નથી. એટલે બસ ! !

હરિશ્ચંદ્ર—( સક્રોધથી ) યોગેંદ્ર તે વિશે તમારે કાંઇ પણ બોલવું નહી જાઓ તમે તમારે નગ્રમાં જઇ સુખે રાજ કરો. વધુ બોલી મને નાહક દુઃખ ના આપો.

વિશ્વામિત્ર—ભોગ તારા તારૂં લાગ્યું તે ભોગવ તેમાં મનેશું સનાન કે સુતક છે (જરા ઉચ્ચસ્વરથી) સાંભળ હરિશ્ચંદ્ર જે માણસને તારી સાથે મોકલું છું તેને જરા પણ દુઃખ દેશ નહીં તે જે વખતે અન્ન કે જળ માગે તો તે વખત સત્વર આપજે, થાક લાગે

શો તેને ઊંચકી લેજે, વખતે તેના શરીરને કાંઇ હેરાનગતી પહોંચે શે તમારા જીવ કરતાં વધારે તેની આશના વાસના કરજો, અને જે પ્રમાણે તે તમારા સર્વ ઉપર આજ્ઞા કરે તે પ્રમાણે શીર સાટે ઉઠાવા તૈયાર થજો જરા પણ તેની આજ્ઞા બહાર જતા નહીં.

હરિશ્ચંદ્ર }
ત.રામતી } બહુ સારૂં નૃપેંદ્ર આપ જરા પણ તેની ફીકર કરતા નહી અમારા જીવ કરતાં પણ વધારે ગણી જેમ તેને સુખ સાતા રહેશે તે પ્રમાણે કરવા તતપર રહીશું. આપ સર્વ ચિંતા દુર કરી સુખેથી નગર ભણી સિધાવો.

વિશ્વામીત્ર—નક્ષત્રને છેટા બોલાવી તેનો કાન પકડી જરા ઊંચા સાદે ) આની સાથે તને મોકલવાનો સબબ શું છે તે સાંભળ હરેક ઉપાય કરી માર, તોડ, ફોડ કરી અનેક કષ્ટ દઇ ફક્ત તેને અસત્ય વદાવવું આપણું સુવર્ણ લેવાની કાંઇ પણ જરૂરીયાત નથી. ફક્ત અસત્ય બોલાવવાની જરૂર છે જો તે કામમાં તારી કસુર માલમ પડશે તો પછી જોઇ લે તારી મજા.

નક્ષત્ર—બહુ સારૂં મહારાજ.

વિ૦—( હરિશ્ચંદ્ર પાસે આવીને ) જો હરિશ્ચંદ્ર હવે હું જાઉં છું યાદ રાખજે કે તારી કહેલી મુદત માંહી મારૂં લેણું આપી તાકીદથી મારા શેવકને વિદાય કરજે. જો તે પ્રમાણે નહી કર્યું તો પછી તું છે; ને હું છું,

હરિ૦—(નમન કરી) બહુ સારૂં અયોધ્યાપતિ ( વીશ્વામીત્ર ગામ ભણી જાય છે, )

સર્વ પ્રજા—( દિનતાથી ) મહારાજા આપ દયાળુ અને પ્રજાપાળક થઇ આજ કેમ નિર્દય થયા છો ? આપનામાં કળીયુગે એકાએક કયાંથી પ્રવેશ કર્યો અરે હાય ? અમારી શી વલે થશે ? અને અમારા દિવસ આપના વિયોગથી કેમ જશે ? ( એમ બોલતાં બધાંની આંખમાંથી આંસુ ધારા છુટે છે, તે જોઇ હરિશ્ચંદ્ર તેઓને કહે છે. )

હરિ૦— મરાઠી ચાલની સાખી.

કરો નહીં કલ્પાંત પ્રજા મમ, હ્રદયે નાહક દુ:ખ;
કરોડ ઉપાયે નહીં આવવાનો, શેહેરનું જોર સુખ.

અન્ન પાણી હરામ છે મારે, આ શેહેરનું ઓ ભાઇ
વચન કહે જ્યારે મુખથી, તૃષા કુખે આવ્યો ભાઇ;
વિશ્વામિત્રની આજ્ઞા સૌ માનો, આપશે તમને તે સુખ.
પાળશે સર્વ એરે પુત્ર તુલ્ય, નેકી થઇ આપે ન દુઃખ;
પધારો પ્યારા પૂરમાં પ્રીતે, નહિ થાઓ નિરાશ કોય,
કર્મમાં લખીયું જેરે વિધાત્રી, તે તે નિશ્ચય હોય.

(ગદ્ય) જાઓ મારા પ્યારા બંધુઓ સુખેથી નગરમાં સિધાવો અને ઉદાનથીતાને ઉડાવી નાંખો; આમ કરવું એ શું તમ જેવા ડાહ્યા ને સમજુ જનોને ઉત્તમ છે ? જો ઇશ્વરનો પૂર્ણ કૃપા હશે તો ફરી વારથી આપણો સમાગમ થશે પણ હાલતો સરવેને મારા છેલ્લા પ્રણામ છે. )

( હરિશ્ચંદ્રનો દ્રઢ નિશ્ચય જોઇ તથા આકરી પ્રતિજ્ઞા સાંભળી નગરવાશીજનો નગર ભણી ઉદાસ મુખે જાય છે. અને હરિશ્ચંદ્ર તારામતી, રોહિતાશ્વ અને નક્ષત્ર વન તરફ વિદાય થાય છે. ]

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ રસ્તો.

પાત્ર—હરિશ્ચંદ્ર, તારામતિ, રોહિતાશ્વ, નક્ષત્ર અને સત્યકીર્તિ.

સત્યકીર્તી—(એકલો) મહારાજાના પગો પગ ચાલતો આવ્યો પણ હજી સુધી મહારાજની ભેટ થઇ નહી એનું શું કારણ હશે ? મને ઘણી વારતો લાગી નથી ? દુઃખદ સમાચાર કાને પડતાંજ વાર પાછા પગે આંહી આવેલો છું મારા અભાગીઆ હાથેથી તેમની સેવા કરવાનું નહી સરજ્યું હોય અને તેથીજ આમ સઘળો બનાવ બન્યો હશે, [ જરા ત્યાંથી દૂર જાય છે. ] અને તેને હરિશ્ચંદ્ર વીગેરે આઘેથી નજરે પડે છે, તેથી દોડતો તેમની પાસે જઇ તેમના ચરણમાં શિર નમાવે છે તે જોઇ હરિશ્ચંદ્ર ચકીત થઇને.

હરી૦—કોણુ પ્રીય સત્યકીર્તિ ! ! અત્રે આવવાનું પ્રયોજન શું ?

સત્ય૦—હા મહારાજ ? આપનો કીંકર સેવક તેજ છે અને અત્રે આવવાનું કારણ આપનું નીમક ખાધું તે માટે,

હરિ૦—મીત્ર સત્યકીર્તિ હવે મહારાજ. એ શબ્દ તમારે ઉચારવો નહીં કેમકે હવે હું તારા કરતા પણ નીચ પંક્તીને પહોંચેલો છું.

સત્ય૦—અરે આપ આ શું ઉચરો છો ? આપના આશ્રય નીચે ઉછરેલો અને આજ સુધી આપણું લુણ ખાધેલું તે શું શેવક ભુલી જશે ?

હરિ૦—શાબાશ મીત્ર તારા જેવા જન આ જગમાં થોડાજ હશે, પ્રીયે હવે તુ વેગે તુજ ધામ ભણી સીધાવ કારણકે અત્રે અમને ખોટી થવું અનુકુળ નથી.

સત્ય૦—મહારાજ ? આપ એવો શબ્દ તમારામાં તથા મારામાં પ્રાણ છે ત્યાં સુધી કદી પણ કહાડતા નહીં હું અત્રે ત્વરાથી આવે લો હું તે શું પાછો જવા સારૂ કે એ વાત આપ સ્વપ્નામાં ધારતા નહીં.

હરિ૦—અરે મીત્ર એ વાત કદી બનેજ નહીં સુખેથી નગરમાં સીધાવી વિશ્વામીત્રની આજ્ઞામાં વર્તો.

સત્ય૦—અરે મમ પાળક પીતઃ આપનો સંગ છોડી કદી પણ હું સુખભોક્તા થનાર નથી.

હરિ૦—મારા વાલા મીત્ર શ્રી, છોકરાને દુઃખી કરી અને તેનો વિયોગ સહી, દેહને દુખી કરવાને મારી સાથે આવવા શા માટે તતપર થયો છું ? અમોએ પૂર્વ ભવમાં ઉપાર્જન કરેલું ફળ, તે આ ભવમાં અમો ભોગવીએ છીએ તેમાં તમારે ભાગ લેવાની શી જરૂર છે ? જાઓ ગાંડા ન થાઓ મારૂં કહ્યું માની ઘેર જઇ બાળ બચ્ચાંને સુખી કરો.

સત્ય૦—મહારાજ આપ ના કહી મારા જીવને દુખી ના કરો હું આપનો સંગ કદી છોડનાર નથી અને મારો કરેલો નિયમ પાછો ફેરવનાર નથી.

હરી૦—સત્યકીર્તિ આમ તમે હઠીલા ના બનો. મારૂ કહેણ માન્ય કરો અને મારા પ્રવાશમાં વખત ના લગાડો. હું તમને મારી સાથે લઇ જવા ખુશી નથી અને મારા દુઃખમાં સાથી કરવા રાજી નથી પરમેશ્વરે આપેલું સુખ શા માટે તજો છો ? જાઓ ભાઇ જાઓ અને સંસાર સુખનો લાવો લઇ વિશ્વામીત્રની આજ્ઞામાં વર્તો ( એમ કહી ચાલવા માંડે છે તેને સત્યકીર્તિ પકડીને )

સત્ય૦— ઓખાહરણની રાહ.

મહારાજ છો મમ શિરતાજ શાને છાંડો શેવકને આજ;
ઘડી આપ વિયોગ જો થાયે, દુઃખ પામુ હું મારીરે કાયે.

આપથી કેમ જુદીરે રહુ આપ વિયોગ કહી સહું;
કૃપા કરીને સંગે લ્યો મુજને નહી ભારે પડું હું તમને
કાંઈ દાસ ઉપર દયા લાવો કાશી નગર ભણી પાછા આવો
નહીંતો સ્વામી સંગે લ્યો મને કરગરી કહું છું તમને.

તારા૦—(હરિશ્ચંદ્ર પ્રત્યે) પ્રિય પ્રાણ! જ્યારે તેમનો આટલો આગ્રહ છે તો ભલે આવવાદો તેમાં કાંઇ આપણને અડચણ પડે તેમ નથી.

હરી૦—( સત્યકિર્તીને ) ભલે ત્યારે તમારો આટલો આગ્રહ તે તો મારાથી ના કહી શકાતી નથી.

નક્ષત્ર૦—( રક્ત ચક્ષુએ ) ચાલો ચાલો હરામ ખોરો! આંહી તમે ધાર્યું છે શું? શું એકઠા થઇ મારો ગાટ બાટ ઘડવો ધાર્યો છે કે! પણ યાદ રાખજે હરિશ્ચંદ્ર હું કાંઇ તમારાથી હાર્યો જાઉં તેવો નથી જો ચાહું તો એક પળવારમાં તમો ચારે જણાને ચપટીમાં ચોળી નાખું, પણ ફક્ત મને એકજ વાત આડે આવે છે. તે એકે મારે મારા ધણીનું કામ બજાવવું છે.

હરી૦—( નમ્રતાથી ) વિપ્રવર્ય આપ બે ફીકર રહો. આ કાંઇ વાતે ગભરાશો નહીં એ તો મારો પરમ મીત્ર છે.

નક્ષત્ર૦—તારો પરમ મિત્ર છે, ત્યારેજ આમ કહેવાની જરૂર પડી અને માત્ર શંકા આણવાનું કારણ પણ એજ સમજવું.

રોહિતા૦—નક્ષત્રજી આપ એવી અણઘટતી શંકાથી અળગા રહો. મારા પીતાશ્રી તથા સત્યકિરતિજી તે વાતથી.

નક્ષત્ર—(સક્રોધ જોયો જોયો તારો પિતા અને શત્યકીર્તી ટાયલુ ટાયલુ બોલી ભોળા ભરમાવી ફસાવી મારે છે તેજ કે બીજા.

તારા૦—( રોહિતાશ્વરને ચુપ રહે બેટા. દ્વીજ સામી ટક્કર લેવી આપણને યોગ્ય નથી. ( હરિશ્ચંદ્ર પ્રતે પ્રીય સ્વામીનાથા હવે આંહીથી સત્વર ગમન કરવાનું થાય તો ઠીક વધારે વખત વત્યતીત કરવો તે વૃથા છે.

સત્ય૦—ખરી વાત છે શિરછત્ર!

હરી૦—ચાલો ત્યારે. મારી તરફની કાંઇ પણ રોકણ નથી.

સર્વ ત્યાંથી આગળ ચાલે છે, તે ગોમતી નદી પાસે આવી પહોંચે છે.



## પ્રવેશ ૧૨મો.

### સ્થળ ગોમતી નદી.

પાત્ર—હરિશ્ચંદ્ર, તારામતિ, સત્યકીર્તી, રોહીતાશ્વર અને નક્ષત્ર વીગેરે ગોમતી નદીમાં પાણી ભરપૂર ચઢેલું જોઇ સર્વ ગોમતી માતા ની સ્તુતી કરે છે.

હરિ૦—
તારા૦—
રોહિ૦—
સત્ય૦—
—ગઇ માતુ મારી જવું તેની પાસે, એ રાહ

ગોમતી માત છે તારો આધાર, કેમ કરી તુને ઉતરીએ પાર.
પુર ચઢયું છે ચોપાસ ભરપૂર કેમ જવાય જટ વાર. ગો.
હવે નથી દિન ઝાઝારે બાકી,, કેમ કરી ઋણુ આપુ તે વાર ગો.
ભોગ તું લે મમ રૂધિરનો માતા, તૃપ્ત થઇ દે તું આધાર ગો.
શાંત થા માતું કર દયા સેવક પર ઉતાર પાંચેને પેલેરે પાર.

હરિશ્ચંદ્ર પોતાની ટચલી આંગળામાંથી લોહી કાઢી પાણીના પુરને છાંટે છે તેથી પુર શાંત થાય છે અને સરવ પેલે પાર ઉતરવાની તૈયારી કરે છે. )

તારા૦—( રોહિતાશ્વરને ) આવ બેટા રોહિત ! હું તને ઉચકી લઉં, ( એમ કહી રોહીતને પોતાની કેડે બેસારી નદી ઉતરવા માંડે છે, )

નક્ષત્ર—અરે હરિશ્ચંદ્ર ! મને તારી ખાંધ પર ઉંચકી લે, કેમકે ઉતારાને આ મારો ઉત્તમ પોશાક પાણીથી ભીંજાઇ જાય, તો મને ભારે નુકશાન ખમવું પડે,

સત્ય૦—આવ નક્ષત્ર ! બેશ મારી સ્કંધ પર.

નક્ષત્ર—ઠીકસ્તો હું તેને સારી પેઠે ઓળખું છું ઠગ ! તારે તો મારૂ કાશળ પતાવવું હશે ! જાજા તારી પાસે મારે નથી આવવું ઉચકવો હોય તો હરિશ્ચંદ્ર ઉચકે. નહી તો આ બેડા હેઠા નક્ષત્ર નીચે બેસવા જાય છે તેનો હાથ પકડીને )

હરિ૦—હે બ્રહ્મ પૂત્ર ! આમ આમ શું કરો છે ? આવો બેસો મારી સ્કંધ પર.

( એમ કહી તેને ઉચકી લે છે ને સર્વ નદીની સામી બાજુએ જાય છે અને ત્યાંથી આગળ પલાયન કરે છે. )

## પ્રવેશ ૧૩ મો

સ્થળ—કાશીના બે માર્ગ અને મહંતોની પર્ણકુટી.

પાત્ર—હરિશ્ચંદ્ર, તારામતિ, રોહિતાશ્વર, સત્યકીર્તી. નક્ષત્ર, સાધુઓ અને વિશ્વામીત્ર વીગેરે,

( જ્યાં સાધુઓ બેઠા છે ત્યાં વિશ્વામીત્ર આવે છે. )

વિશ્વા૦—એ મહંતો, આ ઠેકાણેથી કોઇ વટેમાર્ગુને જતા જોયા ?

૧ સાધુ—નહીં ઇશ્વરસે તો કોઇ ગયા નહીં હયે.

વિશ્વા૦—( મનમાં ) તો ઠીક થયું, આ સાધુઓને કહેતા જવું કે તેઓને લાંબા રસ્તે ચડાવે જેથી આપણું કાર્ય પરિપૂર્ણ થશે. ( આશન યોગીઓ, અહીં કોઇ તમને રસ્તો પૂછવા આવે તો આ લંબા પંથનો રસ્તો બતાવજો. કારણકે બિચારાં ભુલથી આ ટુંકે પંથે જશે તો મોતને શરણ થશે.

સાધુસર્વ—બહોત અચ્છા. ( વિશ્વામીત્ર જાય છે, એક સાધુ શંખ બજાવે છે એટલે આગા પાછા બેઠેલા સર્વ સાધુ એકઠા થાય છે, અને પોતપોતાના વાજીંત્ર લઇ સર્વ ભજન કરવા મંડી પડે છે, )

સર્વ સાધુ—નાથ કૈસે ગજકો બંધ છુડાયો એ રાહ જગત સહુ આછે આળ પંપાળ; એમાં આખર નથી કાંઇ માલ; માત; ભગની; સુત, દારા, સહોદર તાત સહુ જુઠી જંજાળ; એક ઇશનું નામ ખરૂં છે, બાકી બધું અગ્ની ઝાળ; જગત લેવાય તેટલું લઇ લ્યો બાઇ રહેશે તે બળી જાશે;

પાપ પૂન્યનું જાણુતું એમજ. આળસુ જન તે પસ્તાશે જગત.
કરો કમાઇ ભક્તિની ભાઇ. સાચી એ જગમા સગાઇ.
ભાઇ ભાઇ સહુ કહેશે તમને, ધન થકી થશે ભાઇ. જગતા.
ફુટી બદામ જો નહી પાસે, તો બોલાવશે નહી કોઇ;
પામશો અપમાન જશો જ્યાંઇ, બેશી રહેશો સામુ જોઇ જગત.
માટે કરી લ્યો ભક્તિ પ્રભૂની, સર્વમાં એ તે શ્રેષ્ઠ;
પામશો સુખ ભવોભવ જેથી. દુઃખ નહિ દેખો જ્યેષ્ટ. જગત.

એ ામાં હરિશ્ચંદ્ર વિગેરે ચલતા ચાલતા ત્યાં આવે છે તે બે રસ્તા જોઇ તેઓ ખચકાય છે. )

હરિ—કેમ સત્યકીરતી હવે આપણે કીયે રસ્તે જવું ? આ બેમાં કીયે રસ્તો કાશીપુરનો હશે !

સત્ય—સ્વામી હું તે વાતથી તદન અજાણયો છું.

તારા—પ્રાણનાથ, થોડે દુર મહંતોનો આશ્રમ છે ત્યાં જઇ પુછવાથી સઘળુ ખબર થશે;

રોહિત૦—( આ સાંભળીને ) માતાજી તમે સર્વ અહી ઉભા ઉભા રહો હું પુછીને સત્વર આવું છું.

હરી—પ્રિય પુત્ર ત્યાં જવાનું તમારૂં કામ નથી હું તેઓને વિનંતી કરી સઘળો હેવાલ લેઇ જલદી આવું છું.

નક્ષત્ર—હરિશ્ચંદ્ર, એમ કહીને કાં ભાગે છે! ઉભો રહે હું તારી સાથે આવું છું એમ કહી બંને સાથે સાધુઓ પાસે જાય છે. ) હરિચંદ્ર નમ્રતાથી હાથ જોડી તેઓને કહે છે.

હરિ૦—ગીરધારીરે. વાત કહું છું વિચારો એ રાહ.

સાધુજનરે, સુખકારી છો સારા મુજ ચક્ષુ તણા તમે તારા
પ્રીતથીરે નમું હું તમને આજ વાત પુંછું હું તમને મહારાજ

ઝુલણ

આ રસ્તા બે છે સામારે, કીયે રસ્તે કાશીનું ધામ રે;
તે કહોને આત્મારામરે પ્રીતેથીરે એ પંથે પરવરીએ.
ત્યાં જઇ અમ કાર્યજ કરીએ.

મુખ્ય સાધુ—રાજા વાત કહુંછું સાચી પરણ્યો સાચ.

મારી એ રાહ.

વાટ બંને આ કાશી તણી, જાણો ભાઇરે. ટેક.
જાણો ભાઇરે, સત્યમાનો ભાઇરે;
એક પથ છે માસજ કેરો, બીજો છે નાનો;
એ માર્ગ બહુ વિકટ છે તે, સત્ય તમે માનો વાટ.
ટુંકે પંથ અનેક તરેહની, ભોગવશો અડચણ;
લાંબે પંથે કાંઈ ન મળે, ભો, અડચણ એક ક્ષણ. વાટ.

હરિશ્ચંદ્ર અને નક્ષત્ર જ્યાં તારામતી વીગેરે ઉભા છે ત્યાં આવે છે તેમને

તારા—કેમ પ્રીય ! કીયે પંથે કાશીપુરીના દર્શન થશે.

હરિ—( બતાવીને ) જુઓ આ પંથે જઇશું તો થોડા દીવશમાં ત્યાં પહોંચી જઇશું પણ તે રસ્તે અનેક અડચણો ભોગવવી પડશે, માટે કીયે રસ્તેથી ગમન કરવું તે કાંઇ મને સુજતું નથી.

સત્ય—જો જલદીથી પહોંચાય એતું હોય તો વિઘ્ન વિકારમાં કાંઇ મુશ્કેલી નથી.

તારા—ટુંક રસ્તે જવું એજ ઉત્તમ છે પ્રાણેશ.

હરિ૦—જેવી સૌની મરજી ( એમ કહી સર્વ ચાલવા માંડે છે. થોડેક દુર જાય છે એટલે ઝેરી જાનવરોનું વન આવે છે. )

## પ્રવેશ ૧૪ મો.

### સ્થળ ઝેરી જનાવરોની જગા.

પાત્ર—હરિશ્ચંદ્ર, તારામતિ, રોહિતાશ્વર, સત્યકીર્તિ, નક્ષત્ર, અને વિશ્વામીત્ર તથા જંગલી પ્રાણીઓ.

વી૦—(એકલો) તેઓ લાંબો રસ્તો છોડી આ ટુંકે પંથે આવ્યા એ સારૂં ન થયું પણ ખેર ! ક્યાં તેનો ઇલાજ કરતાં વાર છે. (જરા સચેતત થઇ) અરે જે થયું તે ઠીક થયું. આપણી સરવે મનોવાન્છના હવે સિદ્ધ થશે. આ રસ્તે તેને અનેક પ્રકારનું કષ્ટ દઈ, અતિશય હેરાન કરીશ જેથી થોડી મહેનતે આપણું કામ સિદ્ધ !!! (જરા મનમાં ખુશી સાથે) પહેલાં તો ઝેરી જાનવરો ઉત્પન્ન કરવાં જેથી કરીને આગળ ચાલવાની હીમત ના કરે. ( ઝેરી જાનવરો પોતાના મંત્ર સિદ્ધિ વડે ઉત્પન્ન કરી જતો રહે છે. એટલે હરિશ્ચંદ્ર વીગેરે આવે છે. એવામાં એક સિંહ બરાડા પાડે છે તે સાંભળી.)

નક્ષત્ર—( સિંહની બુમ સાંભળીને ) ખાધોરે ખાધો !! મરી ગયો મારા બાપ મારા તે શા ભોગ લાગ્યા કે હું આની જોડે મરવા માટે આવ્યો કોઇ મારી વારે આવોરે ( એમ કહી રડે છે ને આમ તેમ દોડી હરિશ્ચંદ્રની ગોદમાં ભરાઇ જાય છે. )

હરી૦—બીશો નહી નક્ષત્રા જ્યાં સુધી મારામાં પ્રાણ છે ત્યાં સુધી તમારો એક પણ વાળ વાંકો થવા નહીં દેઉં.

તારા૦—સ્વામીનાથ જુઓ પેલો વાઘ છલંગો મારતો આણી તરફ દોડી આવે છે. (તે જોઇ સરવ એક મોટા ઝાડની ઓડે સંતાય છે વાઘ ત્યાં કોઇને નહીં દેખવાથી બુમ મારતો જતો રહે છે. જ્યાં તેઓ સંતાયા હતા તે ઝાડમાં એક મોટો નાગ હતો તેમાંથી ફુફાડા મારતો બહાર નીકળે છે તે જોઇ રોહીતાશ્વર કહે છે )

રોહિતા—પીતાજી પીતાજી, જુઓ આ નાગ મને ડસવા માટે આવે છે અરે નાસોરે ભાગો.

સત્ય૦—આવો વહાલા, રોહિતાશ્વર. હું તમને ઉચકી લઉં જેથી એ દુષ્ટ કોઇ પણ રીતે ફાવે નહીં.

રોહિતા—ના, ના, મને ઉચકવાની કાંઇ જરૂર નથી. જ્યાં સુધી મારા દેહમાં હરવા ફરવાની શક્તિ છે ત્યાંસુધી તો હું તેનાથી ડરીને ભાગી જવાનો નથી.

હરી૦—શાબાશ બેટા શાબાશ ! ( એમ કહી તેની પીઠ થાબડે છે. )

નક્ષ૦—અરે આ રીંછ અને વરૂ કેવાં દોડતાં જાય છે! શું તેઓ આંધળાં હશે, જે (હરિશ્ચંદ્ર વીગેરેને બતાવીને) આવો પુષ્ટ ખોરાક મુકી એમને એમ દોડી જાય છે.

સત્ય૦—અરે જુઓ તો ખરા પેલો કાળો વીંછું પથરને ડંખ મારી કેવા તેના કટકા કરી નાખે છે!

તારા૦—અરે ઇશ્વર, આવું જંગલ અમારા નશીબમાં ક્યાંથી સરજ્યું હશે. [એવામાં એક ચિતારી હડફેટમાં આવવાથી બેભાન થઈ પૃથ્વી ઉપર પડે છે તેને શુદ્ધિમાં લાવવા રોહિતાશ્વર તેની પાસે જાય છે તેને વીંછું કરડ્યાથી બુમ મારતો જમીન ઉપર પડે છે આણીગમ એક મોટો જબરો નાગ સત્યકીર્તીના પગમાં મજબુત વીંટાઇ વળ્યો છે અને તેથી તેના પગના હાડકાં કડકડ બોલે છે તેની વેદનામાંથી મુક્ત થાવા તે ઘણો ઉપાય કરે છે. છેવટે તે પણ બેભાન થઇ જમીનના શરણુ થયો એ આ તમાશો જોઇ નક્ષત્ર હરિશ્ચંદ્રને.]

નક્ષત્ર—અરે દુષ્ટ ? આ તેં શું કરવા માંડયું છે ? આવા આવા ઢોંગ શીખવાડી મને આ ઝેરી જાનવરોને શરણુ કરવો છે કે શું ? આટલી વખત તો મારી ભોળાઇમાં તારો કાંઈ પણ પ્રપંચ ન સમજ્યો પણ હવે તારા સઘળા ઢોંગને ધરીને પકડી કાડ્યા છે! બોલ ? હવે આ બચ્ચાને તારી પ્રપંચી જાળથી મુક્ત કરે છે કે કેમ? કે હું તેઓને મારા ચાબકા રૂપી મંત્ર વડે શુદ્ધીમાં આણું.

હરી૦—ભાઇ નક્ષત્ર ? આપ જરા સબુર કરો હું તેઓને થોડીજ વારમાં શુદ્ધીમાં લાવું છું [એમ કહી તે સત્યકીર્તિના પગે જે નાગ વળગ્યો છે તેને દુર કરે છે એટલામાં એક શિયાળ નક્ષત્ર ઉપર છલંગ મારે છે પણ નક્ષત્ર જરા આડો ખશી જવાથી તે શીઆળ જતું રહે છે આથી નક્ષત્ર ચીડાઇને]

નક્ષ૦—અરે પ્રપંચીના પૂતળાં! હવે દગાથી દુર રહે આ ભુતીકાને તજી દે [ હરિશ્ચંદ્ર તારામતી તથા રોહિતાશ્વરને શુદ્ધિમાં લાવવા ઉપચાર કરે છે, પણ સચેત થયા નહી તેથી નક્ષત્ર કાંઈ ગભરાઇ હરિશ્ચંદ્રને જોટિકાના પ્રહાર કરે છે અને નહીં ખમાવાથી.]

હરી૦—નમ્રતાપૂર્વક અરે બાપુ મને નિરપરાધીને શા સારૂ મારે છે હમણાંજ તેઓ શુદ્ધીમાં આવી ઉઠશે જરા અમો પર દયા કર ઇશ્વર તારૂં સદા ભલું કરશે.

નક્ષ૦—(સક્રોધથી) હું મારા જીવથી જઉં તેમાં તારૂં કે તારા બાપદાદાનું કાંઇ જવાનું નથી. હું મરણના શરણ થાઉં એટલે

તમોને ઘણી મજા પડે અને મારા ધણીના ઋણમાં મુક્ત થાઓ પણ યાદ રાખજે કે ભુત થઇ પણ મારા ગુરૂરાજનું લેણું મુકનાર નથી ઇશ્વર અમારૂં ભલે બુરૂ કરે હજી ઉઠવું છે કે શરીર પાક ચખાડું.

હરિ૦—( દીનાનાથ ) શું કહું મહારાજ ( એવામાં વિશ્વામીત્ર આવે છે તે હરિશ્ચંદ્ર પ્રતિ )

વિ૦—શું છે હરિશ્ચં ! આ બધાની આવી કેમ દશા થઇ છે

હરિ૦—( પગે પડીને ) મારી પ્રીયા ચીતાની હાફટથી બેશુદ્ધ થઇ પડી છે ને રોહિતને વીંછુ કરડયો છે આ સત્યકિરતીની આપ જુઓ જો તેવી દશા થઇ છે. મેં ઘણા ઉપચાર કર્યા પણ મહારાજ એકે શુદ્ધિમાં આવતું નથી.

વિ૦—કાંઇ ફીકર નહી હરિશ્ચંદ્ર તે સઘળાને થોડી વારમાં દુખથી મુક્ત કરૂં છૂ (એમ કહી જળ મંત્રી તેઓની ઉપર છાંટવાથી તારામતિ તથા રોહિતાશ્વર શુદ્ધોમાં આવી ઉભા થાય છે અને સત્યકીર્તિ સર્પ બંધનથી મુકત થઇ જાય છે અને સર્વ વિશ્વામીત્રના ચરણમાં પડે છે; તેઓને આશિરવાદ આપે છે. )

( હરિશ્ચંદ્ર પ્રત્યે ) હરિશ્ચંદ્ર, એક બોલ વાસ્તે શા માટે સર્વેને દુખી કરે છે ! બોલી દેને કે મારે તમારૂં સુવર્ણ દેવું નથી એટલે પત્યુ આંહી કોઇ આપણું શિવાય બીજુ કોઇ જાણનાર નથી અને તેઓને બીજા પાસે કહેવાને ઇશ્વરની આણ છે બોલ ઝુંડા બોલ ! ! જરા ના કહી દે, પછી જો કે તને હુ કેવો સુખી કરૂં છું નકામુ દુખી થવું ને બીજાને દુ:ખી કરવા એમા શો ફાયદો છે,

હરિ૦—( સાંભળી નેત્ર જરા રકત કરી ) નથી જોઇતું મારે તમારૂ સુખ આથી કાં નથી વધારે સંકટ પડતુ પણ આ જીભેથી જીવ ગયે પણ ના એવો ઉચ્ચાર કદી પણ કરનાર નથી આપ આપના પંથે પળો આપને મને કાંઇ પણ કહેવાની જરૂર નથી.

વિ૦—( મંદહસ્યથી ) મારે શું તારા સારા સારૂ કહ્યું ને કડવું લાગ્યું તો નશીબ તારાં તારૂં લાગ્યું તું ભોગવ એમાં મને શી અડચણ છે. લેને હું તો ચાલ્યો પણ યાદ રાખજે કે અંતે પસ્તાઇને ધાર્યું નહી કરે છેવટે હાર્યું કરીશ. ( નક્ષત્રને છેટો બોલાવીને તેને તમાચો મારીને તીવ્ર કોપે મુર્ખ તને શું કહીને મોકલ્યો હતો ! ત્યાંનુ ત્યાંજ બધુ વિસારી દીધું. આટલું આટલું સમજાવી મોકલ્યો પણ હજી સુખી કાંઇ ન કરી શકયો હવે યાદ રાખજે, જો થોડા અરસામાં તેને અસલ ના વદાવ્યું તો જોઇ લે તારી મજા. )

નક્ષત્ર૦—( ધ્રુજતો ધ્રુજતો ) નહી ગુરૂરાજ.

વિ૦—જો જે હે ! ! ! ( એમ કહી જાય છે. )

હરિ૦—ચાલો નક્ષત્રજી, આપણને આ જગાએ ઘણો વખત વ્યતીત થયો છે માટે આગળ ચાલીએ.

નક્ષત્ર—હા ચાલો ( એમ કહી સર્વે જાય છે. )

## પ્રવેશ ૧૪ મો

### સ્થળ—ભુલાવળ.

પાત્ર—વિશ્વામિત્ર, હરિશ્ચંદ્ર, સત્યકિરતિ, રોહિતાશ્વર, તારામતિ, નક્ષત્ર અને ભુતો વીગેરે,

વી૦—( એકલો ) અરે એક પ્રપંચ તો આપણો પેશ ના પહોંચ્યો તેનું મન જરા ડગ્યું હોય તેવું પણ ન જણાયું તો હવે આ સ્થળે એવો ઉપાય રચું કે જરૂર તેના ગાત્ર નરમ પડી જાય, અંતે આપણું કામ થાય ( એમ કહી મંત્ર બળથી ભુતો ઉત્પન્ન કરે છે ને જતો રહે છે થોડી વારે હરિશ્ચંદ્ર વીગેરે આવે છે એકદમ અંધકાર થઇ જાય છે નક્ષત્ર આમ તેમ ફાંફાં મારે છે કોઈ હાથ નથી આવતું તેથી )

નક્ષત્ર—હે હરિશ્ચંદ્ર ! હે હરિચંદ્ર (નહી બોલવાથી ફાંફાં મારે છે ને વિલે મુખે ) અરે હાય હાય ! ! આંઇ તો કોઇ નથી, અરે હવે હું વિશ્વામીત્ર ગુરૂને શો જવાબ દઇશ મારા તે શા ભોગ લાગ્યા કે હું આ પ્રપંચીઓની સાથે આવ્યો તેઓ આવો સમય જોઇને ક્યાંહી જતા તો નહીં રહ્યા હોય ( એટલામાં જરા ભડકું થાય છે, તેના ઉજાસથી નક્ષત્ર હરિચંદ્રને જુએ છે ને તેનો હાથ પકડીને ખુશી થતો બોલ હવે તું ક્યાં નાશી જવાનો હતો ! (એવામાં વળી અંધકાર થઇ જાય છે. )

રોહિત૦—( નહીં સુજવાથી ) પ્રીય માતુશ્રી, આપ ક્યાં છો મને તો આપ તથા મારા પીતાજી વીગેરે કોઇ પણ દ્રષ્ટીએ પડતું નથી ( વળી જરા ભડકું થઇ અંધકાર થઇ જાય છે. તે જોઇ બીને રોહતાશ્વર તારામતીની ગોદમાં ભરાઈ જાય છે ને તારામતિને પુછે છે. ) માતુશ્રી આ એકાએક ભડકો થઇ પાછો બંધ થઇ ગયો તેનું શું કારણ હશે ?

તારા—( રોહીતાશ્વર બીહે વાસ્તે કાંઇ નહી બેટા એ તો સેજ.

હરિ૦—પ્રીયા ગભરાશો નહીં. સૌ શ્રેય થશે.

તારા—આપ મારી ચિંતાથી દુર રહો આપની સત્યતા માટે ઇશ્વર જે જે દુઃખો આપશે તે આ કાયાએ સહેવા કબુલ છું.

મારા વહાલા !!! (એવામાં એક જબરો ભડોમ ખપ એક જબરો ભુત તેમની સામે આવી ખાઉં ખાઉંના અવાજ કરી ઉભો રહે છે આ જોઇ રોહિત બીને તેની માની ગોદમાં ભરાઇ જાયછે તારામતિ તેને છાતી સરસો ચાંપી) બેટા રોહિત બીશ માં (એટલામાં બીજો ભુત ખાઉ ખાઉ કરતો અંધકારમાંથી પ્રગટ થાય છે તે જોઇ નક્ષત્ર કાંપતો કાંપતો )

નક્ષત્ર—અરે હરિશ્ચંદ્ર, તારા બાળકનો ભોગ આપી આ બલામાંથી મને બચાવ હું જરા પણ દુઃખ નહિ દઊં.

૧ લો ભુત—(રક્ત નેત્રથી) નહીં મારે એ બાળકનો ભક્ષ નથી જોઇતો તનેજ ખાવાની આકાંક્ષા ધરાવું છું ( આ સાંભળી નક્ષત્ર ધણો ધરૂજે છે. ) વળી એવામાં બીજો ભુત ખાઉ ખાઉ કરતો આવે છે ને કહે છે.

૨ જો ભુત—(નક્ષત્ર પ્રતી) તારા જેવો માતેલો ભક્ષ મુકી લઘુ બાળકને ખાધાથી અમારૂં શું પેટ ભરાય. તું એકલો અમારા ત્રણે જણાને બસ છે (આ સાંભળી નક્ષત્ર ધ્રુજતો ધ્રુજતો ઉંડો નિઃશ્વાસ મુકતો સ્તબ્ધ થઇ સત્યકીર્તીની ઓથે ભરાઇ જાય છે.

હરિ૦—(મનમાં) આ પ્રેતો બળીદાન લીધા શિવાય અત્રેથી જનાર નથી; માટે મારૂં બળીદાન આપી આ સર્વ જીવોને તેઓના દુષ્ટ મુખથી મુક્ત કરૂં (એમ ધારી ભુત પ્રત્યે)

વણજારાની રાહ.

અહો પીશાચો છો સુખકારી, સુણો આજ અરજ એક મારી;
કરો ભક્ષ તમે આજ મારૂં, જેથી કારજ થાય તમારૂં.
વળી આપ હાથ ભારી સુણો આજ.
દુઃખી દિનની અરજ દીલ ધારો, ઝટ આવી મુને સંહારો;
પામું ઉદ્ધાર આપ હાથ ભારી સુણો આજ.

ભુત સરદાર—નહી નહી પ્રિય હરિશ્ચંદ્ર ! અમો તારો ભક્ષ ઇચ્છતા નથી, તું સત્યવાદી પુરૂષ છે. માટે અમે અમારા હાથે એવો અન્યાય નહી કરીએ સત્યવાદીને મારવામાં મહા દોષ છે એવું શાસ્ત્રોક્ત વચન છે, માટે ભક્ષ ન કરતાં આ અન્યાઇ વિપ્રનો ભક્ષ બહુ પ્રિયકર થશે.

નક્ષત્ર—(આ સાંભળી) તુરતે અવાજે હરીશ્ચંદ્ર મને બચાવ બચાવ.

તારામતિ— ઉપલી રાહ ભુત.

નહી રંક વિપ્રને ખાય, આવી ઝટ મુજપર ધાય;
કર તૃપ્ત શરીર મુજ મારી. સુણો આજ

ભુત સરદાર—નહિ માતુ સતી તારામતી અમારા મુખે સતી નારીઓનો ભક્ષ કરવાને સર્જક તાળા દીધેલા છે.

૨ જો ભુત—માટેજ અમારે આ બ્રહ્મને ખાવાની જરૂર છે.

નક્ષત્ર—અરે માતુ તારામતી ? તથા પીતા તુલ્ય સત્યાદી હરિશ્ચંદ્ર ? મને હર કોઇ ઇલાજ કરી આ પલીતના મુખમાંથી જતો બચાવો, હું આ ઉપકાર કદી પણ ભુલીશ નહી.

રોહિત— ઉપલી રાહ.

નહી માર તું વિપ્રની જાત, સત્ય કહું છું તને સાક્ષાત;
કર ભક્ષ દેહ અમારી. સુણો આજ.

૨ જો ભુત—કુશળ રહે પ્રિય બાળક, તારો ભક્ષ કરવાથી અમારા જીવનું સાર્થક શું થાય ? અતિ હવમાં એક પીચકારી પાણીથી શું થાય ? એ કરતાં થોડાથી અતિ ફાયદો થાય એવું કરવું ઘણું ઉત્તમ છે માટે આ ( નક્ષત્રને બતાવીને ) પુષ્ટ થયેલા પુરૂષને અમારો ભક્ષ બનાવા ઘણાજ ખુશીજ છીએ.

નક્ષત્ર—(હરિચંદ્રને) ક્યારનો હું તારી આગળ ટળવળુ છું તે શું ધ્યાનમાં નથી આવતું કે કેમ ? ત્યારે શું મારોજ જીવ લેવરાવવો છે ? વારૂ જેમ તને સારૂ લાગે તેવું કર. પણ શાસ્ત્રનેવિચારીને બ્રાહ્મણને બચાવવામાં કેટલું પુન્ય છે તે તપાસી જો.

સત્ય૦— ઉપલી રાહ.

નહી ભક્ષ કરો એ નરને, હું પડુ તમારા ચરણે;
કર હે ભક્ષ મુજને મારી. સુણો આજ.

પિશાચ—

નહીં ખાઇએ તમ ચાર જણને, નહિ ખાઇએ આ બ્રાહ્મણને;
ખુબ તૃપ્ત થયો લાડુ ખાઇ. સુણો આજ.

નક્ષત્ર—નહિ મુજને ખાવા ધરો, આ ચારે જણાને મારો;
એવી અરજ તમોને છે મારી, લ્યો દિલમાં તમે વિચારી.

એવામાં વીશ્વામીત્ર આવે છે ને ભુતોને મંત્ર સિદ્ધીથી નાશ કરે છે થોડે થોડે પ્રકાશ થવા માંડે છે.

વિ૦—( જરા ઓંખારી, ઇશારતથી નક્ષત્રને પોતાની પાસે બોલાવી કાન પકડી આમ ખુબ હચમચાવીને ) કેમરે, તે વખતે તને કહી ગયો હતો તેનો તેં શું ઉપયોગ કર્યો. આખર હું મારી આબરૂ લુટવાનો છું એવી મારી પક્કી ખાતરી થઇ ચુકી છે, તને સારો બરૂસાદાર આદમી જોઇ મોકલ્યો તો તેં મારૂં ઠીક હિતચાહ્યું. પણ યાદ રાખજે કે હું આ કામમાં ફતેહ ન પામ્યો તો જોઇ લેજે તારી મજા! સજા કરેથી પણ તને મુક્ત કરવાનો નથી.

નક્ષત્ર—( રડતો રડતો ) ગુરૂરાજ, આપ મારી તરફની જરા પણ ચિંતા ના કરો આવવા દો કાશીપુરી. પછી જોઇ લ્યો મારી ખુબી. આપની પણ ચક્ષુમાંથી તે જોતાં આંસુ આવે તેવી રીતે તેને ખુબ રમાડું છું કે નહી હાલતો હું નિરઉપાય છું જરા જરા પણ સુંઠનો સ્વાદ ચખાડ્યા વીના છોડતો નથી. છતાં પણ જ્યારે નિ-ષ્ફળ પામીયે ત્યારે દૈવ ગતિ સમજવી.

વિ૦—(રક્ત ચક્ષુએ) બંધ કર તારી જીભ! ને જવાદે તારી હુંશિયારી!! અહીં આટલી મારી સહાયતા છતાં પણ તારાથી કાંઇ થઇ શકતું નથી, તો કાશીપુરીમાં શું ઉકાળવાનો છું! તને તેની સાથે મોકલવાનો સબબ શું છે ફક્ત તેના સત્યનો ભંગ પાડવો એજ હેતુ છે (દાંત પીસીને) અરે કાંઇ ઉપાય કરીને તેને અસત્યવાદી

નક્ષત્ર—(થરથરતો કાંપતો) બહુ સારૂં ગુરૂરાજ.

વિ૦—(જાહેર થઇ હરિશ્ચંદ્રને) અરે ભલા માણુસ. તારૂં સ-ત્યતાનું પુછડું પકડી ક્યાં સુધી બેસી રહીશ? છોડ તારી હઠ. ને મારૂં કહેવું માન? જવાદે તારી મુર્ખાઇ આ સ્ત્રી અને બાળકની દયા આણ, કુમળા છોડને શું કરવા કરમાવે છે? મને તો તમારા સર્વનું દુઃખ જોઇ દયા ઉપજે છે, તેથીજ આટલા બે બોલ કહેવા પડ્યા માનવું યા ન માનવું એ તારી ખુશીની વાત છે. હું તો ફક્ત કહેવાનો સરીગત છું.

હરિ૦—( નમ્ર વચનથી ) રાજેંદ્ર મને મારા ધર્મથી વિરૂદ્ધ ચાલવા કહેશો નહિ મારે નથી જોઇતી તમારી શીખ અને નથી જોઇતો રાજ વૈભવ. મારા નસીબમાં જે લખ્યું હશે તે થશે હું મારો દૃઢ નિશ્ચય અતી કષ્ટથી અને કોટી ઉપાયે પણ ફેરવવાનો નથી.

વિ૦—ભલા ભાઇ તારે ગમે તે કર એમાં અમારે શું તારી મ-રજી ન હોય તો આ ચાલ્યા. [એમ કહી અદ્રસ્ય થાય છે.]

સત્ય૦—મહારાજ હવે આપણે અહીંથી આગળ વધીએ તો સારૂં કારણ કે હવે સુર્યદેવનો સારો પ્રકાશ થયો છે.

હરિ૦—હા, ચાલો તમારૂં કહેવું યથાર્થ છે. ( સર્વ જાય છે.

## પ્રવેશ ૧૬ મો.

### સ્થળઃદગ્ધવન

પાત્ર—વિશ્વામીત્ર, હરિશ્ચંદ્ર, તારામતિ રોહિતાશ્વ, સત્યકીરતી નક્ષત્ર, ભીક્ષુક સ્ત્રી, અને ભીક્ષુક છોકરો વીગેરે.

વિ૦—( એકલો અરે આટલા ઉપાયો કર્યા છતાં પણ મારી સઘળી મહેનત વ્યર્થ ગઇ હવે હું ઇંદ્ર સભામાં શું મુખ બતાવીશ અરે મેં તે વખતે કાંઇ ન વિચાર્યું. અને ખોટી હઠ લીધી, હવે તે હઠમાં હું ફતેહ કેવી રીતે પામીશ તેનો હવે એકે રસ્તો સુઝતો નથી. (જરા વીચારીને ) આહા આહા ! એ વિચાર તો ઠીક છે લાવ ત્યારે તો અહીં ભિક્ષુક સ્ત્રીને તેનો છોકરો ઉત્પન્ન કરૂં અને પછી દગ્ધ વન બનાવું ( જરા આશ્ચર્ય પામીને ) અરે વાહ ! યુક્તિ તો સારી છે જોવાની પણ અચ્છી રમુજ આવશે. શિવજીના તાંડવ નૃત્યની અહીંજ રચના થશે ને ચારે જણા ખુબ નાચશે, કુદશે ને ત્રાહે ત્રાહે રૂપી દુ:ખી શબ્દોથી ગાયન શરૂ કરશે તેમાં વળી તાલ આપવાવાળો તબલચી પણ સારો સંગાથે છે અરે વાહરે વાહ ! ધન્ય છે વિશ્વામીત્ર તારી બુદ્ધિને ચાલ હવે વિલંબ કરવો સઘળો નકામો છે જો તે આ વન પસાર કરી જશે તો આપણી મળાધુળ મળશે અને કાર્ય ઘણું કઠીણ થઇ પડશે. ( મંત્રવડે ભીક્ષુક, સ્ત્રી ને છોકરો ઉત્પન્ન કરે છે અને રેતી તપાવે છે. ધીરધીરે અંગાર માફક જમીન બની જાય છે ત્યાં ભિક્ષુક કુટુંબ આવે છે )

ભીક્ષુક છોકરો—( કલ્પાંત કરતો ) અરે મા મને તો આ તડકામાં ચલાતું નથી મારા તો પગ દાઝીને ફોલ્લા થઇ ગયા.

ભીક્ષુક—આટલામાં કાંઇ વૃક્ષ પણ નથી, કે તેની છાયા તળે આરામ કરીએ.

ભી સ્ત્રી—અરે ભુમીને શુ પણ કેવી લાય છે ! જાણે અગ્નીની જ્વાળા.

ભી૦ છોકરો—બાપા મારાથી તો બોજ પર પણ દેવાતો નથી. ( એમ કહી રૂવે છે. )

ભીક્ષુક—આવ બેટા આવ ! ( બતાવીને ) જો પેલા કોઇક આપણી તરફ આવે છે તેમની પાસે આપણે ઉપાયની યાચના કરીશું પછી કંઇ ! ધીમે ધીમે થોડે સુધી ચાલ.

ભીક્ષુક છો૦—બાપાથી તો હવે એક ડગલું પણ ચલાવાનું નથી, યાચના કરો કે ન કરો મારે શું ! ગમે તેમ કરો. મારાથી તો આ લાલ જેવા તડકામાં બીલકુલ ચલાતું નથી.

ભી૦ સ્ત્રી—આવ બેટા તને હું ઉંચકી લઉં પછી કંઇ !

ભી૦ છો—હે મારે ક્યારની તારી અક્કલ ક્યાં જતી રહી હતી !

ભીક્ષુક સ્ત્રી પોતાના બાળને ઉંચકી લઇ આગળ ચાલવા માંડે છે એવામાં સામેથી હરિશ્ચંદ્ર વીગેરે આવે છે ભીક્ષુકના છોકરાનું મોઢ મલીન જોઇ તેઓને હરિશ્ચંદ્ર કહે છે. )

હરી૦—કેમ છોકરાને સંતાપો છો !

ભી૦ કંઇ નહિ; એના પગ દાઝે છે તેથી રડે છે.

હરિ૦—ત્યારે શું આવા દાહમાં તમે ઉપાન નથી રાખ્યા.

ભી૦—માબાપ, અમે ગરીબ આદમી ક્યાંથી લાવીએ પેટ પુર ખાવાનું તો કઠણ તો ઉપાન તો પછી ક્યાંથી લચાવીએ.

હરી૦—કંઇ ફીકર ન કરો ( રોહિત પ્રત્યે ) રોહિત તારી માની ગોદમાં જા. ( ઉપાન રોહિત કાઢી આપે છે તેને તારામતિ ઉચકી લે છે ઉપાન ભીક્ષુક બાળકને આપે છે ) લે પ્રિયબાળ ! પહેર અને તારામાત પિતાને ન સંતાપ,

ભી૦—(તે ઉપાન છોકરાને પહેરાવી પછી હરિશ્ચંદ્ર પ્રત્યે ) મહારાજ હું તથા મારી સ્ત્રી આ સખ્ત ગરમીથી પગે સેકાઇ જઇએ છીએ, જો અમારી દયા કંઇ આપના દીલમાં આવે તો કરૂણાનિધાન આ કીંકરપર કરૂણા કરશો.

હરી૦—( પોતાના ઉપાન કાઢી તારામતી પ્રત્યે પ્રિત્યે પ્રિય તારા ઉપાન આ સ્ત્રીને આપ ( તારામતિ ભીક્ષુક સ્ત્રીને આપે છે અને હરિશ્ચંદ્ર ભીક્ષુકને આપે છે ) લ્યો મહારજ સુખી રહો ને તમારી મનોવાંછના પૂર્ણ કરો.

ભી૦—(બંને) ઇશ્વર તમારૂં કલ્યાણ કરે અને સઘળા દીર્ઘ-

સુખ થાઓ અમોને ઉપાન આપી આનંદ કર્યો; તેમ સ્વર્ગમાં યમરાજા તમોને ઉપાન આપી આનંદ કરે કલ્યાણ, કલ્યાણ કલ્યાણ (કહેતું ભિક્ષુક કુટુંબ જતું રહે છે હરિશ્ચંદ્ર વગેરે જેમ જેમ આગળ ચાલે છે તેમ તેમ ગરમી અખત પડે છે, તેથી પગ સખત દાઝે છે; આમ તેમ દોડે છે ને ત્રાહિત્રાહે થાય છે, ઓ બાપ, ઓ મા ઓ ઇશ્વર વગેરે મુખેથી દુઃખીત સ્વરો ઉપચારે છે. )

નક્ષત્ર—( પગ દાઝવાથી હરિશ્ચંદ્ર અત્યે ) અરે ! મારા તે શા ભોગ લાગ્યા કે હું તારી સાથે આવ્યો વનમાં જાનવરોની પેઠે ફળ ખાવાને દુઃખી થવું, જેય સુધ રહેવું, ને ભુખે મરવું. મારા તો ચાલી ચાલીને પગ પણ ભાંભલા જેવા થઇ ગયા, કોણ જાણે કયારે આવશે તારી કાશી, બળી તારી કાશી. ને મુઓ તું જરા અમતા બોલતાં શું તાવ આવે છે તારા વાસ્તે સરવેને હેરાન શા સારૂ કરે છે ! જરા અમતયથી શું પ્રાસ જવાનો છે આંહી કોઓ તારો બાપ સાંભળવા આવનાર છે ! આપણે આટલા છીએ એજ કે ભીન્ન (બતાવીને ) આ ત્રણ તો તારા આદમી છે ફક્ત હુંજ પરાયો છું તો હું આ જાડી જનોઇના સમ ખાઇ કહું છું કે, હું જરા પણ કોઇને કાંઇ કહેવાનો નથી. બોલ ઝટ બોલ કે વિશ્વામીત્ર મારી પાસે સુવર્ણ માગતા નથી. ચાલ એટલે થયું. હજી પણ તારૂં સર્વસ્વ પાછું અપાવું.

હરિ૦—મહારાજ, તે વીશે તમારે જરા પણ મને કાંઇ કહેવું નહિ આ પ્રાણ જશે પણ નકાર શબ્દ કરનાર નથી.

નક્ષત્ર—ઠીક ત્યારે જેવી તારી મરજી ! પણ આંહી મારા પગ દાઝે છે તેનો શો ઉપાય કર્યો ?

સત્યવ્રત—( પોતાના ઉપાન કાઢીને ) લ્યો મહારાજ પહેરો પછી કાંઇ !

નક્ષત્ર—(પહેરીને) પછી શું બીજું કાંઇ નહીં.? આંહી તો કડકડીને ભુખ લાગી છે. માટે કર, પય અને સરકરા લાવી આપ આપ કે આરોગી આગળ ચાલવાની વાત કરૂં. ખાધા વિના એક ડગલું પણ આગળ ચલાતું નથી જા ઝટ લાવી દે, નહિ તો આપણે તો આ બેઠા ( બેસવા જાય છે તેને હરિશ્ચંદ્ર હાથ પકડી ઉભો કરે છે. ને કહે છે. )

સુવર્ણની ના નીકળે તો હમણા સ્વર્ગના સુખથી અધિક સુખ મળે, ને સર્વ દુઃખના દીવસ ટળે. પણ કોણ જાણે ક્યાં ગઇ છે તે બમારની બુદ્ધિ! વગર કારણે દુઃખી થવા કોણ ચાહના ? ચણે તમોને સઘળાને દુઃખી કરનાર આજ છે!

તારા૦—ઠીક છે બાત, પણ હવે આગળ ચાલો તો ઘણું સારૂં નકામા ખોટી થવાનું શું કારણ છે! આપને બહુ તડકો લાગતો હશે. વધારે વખત ધુપમાં રહેવાથી આપના શરીરને કાંઇ રોગ ઉત્પન થશે માટે ચાલો ત્વરા કરો, કોઇ જગા મળે તો ત્યાં જઇ જરા આરામ લઇએ.

નક્ષ૦—લ્યો ચાલો ત્યારે સતી માતુ તારામતી! તારા કહેવાથીજ હું આગળ પગલું ભરૂં છું. બાકી આ મુરખાઓના કહેવાથી એક ડગલું પણ ન ચાલું.

તારા૦—ઠીક ઠીક બાતા ઠીક!! આપે મારૂં કહેવું માન્ય કર્યું તેથી હું આપનો ઉપકાર માનું છું. [ સરવે આગળ ચાલવા માંડે છે એવામાં સામેથી પવન ફુંકાતો ચઢી આવે છે. પવન શરીરને લાગવાથી અંગને અકળાવી મારે છે. અગ્નીરૂપી પવનનો સુસવાટો સામેથી આવતાં સર્વ અથડાઇ પડે છે. ]

રોહિ૦—[શરીરને પવન લાગવાથી] પ્રિય માતુશ્રી આ પવન તો મારા શરીરને જલાયમાન કરી નાખે છે.

તારા૦—(અગ્નીને) અરે દુષ્ટ ઓજારા અગ્ની, તું આ વખતે અમને બળતાને બાળવા શા માટે આવ્યો!

હરિ૦—પ્રીયા એમ મા બોલ એ તો આપણને સહાય થવા આવ્યો છે આપણને દુઃખ દરીઆમાં ડુબતા જોઇ ભક્ષરૂપી નાવથી બચાવા માગે છે.

સ૦—જો એકના ભક્ષથી ચારેના જીવ બચાવે તો હું તેને મારી દેહ અર્પવા કબુલ છું.

હરિ૦—નહી મીત્ર સત્યકીરતી, એ તને યોગ્ય નથી, કારણકે

સરવનું દુઃખરૂપી બીજ હું છું, તો મારો ભક્ષ આપી તેને શાંત કરૂં અને તમારા સુખ સુર્યને પ્રગટ કરૂં [એમ કહી અગ્ની પ્રત્યે.]

ગઇ માતુ મારી, જવું તેની પાસે એ રાહ.

સેજે અગ્નિ માતુ ભોગવું મારો હવે નથી બીજ ઉગરવાનો આરો સે.
ચારે દિશાએ અગ્નીર અગ્ની, દેખી શાંતી થાએ જીવ કેમ મારો. સે.
પુત્ર નારીની શી દશા થાશે, વળી મુંજાય છે મીત્ર આ મારો. સે,
જો હોય બીજો રસ્તો ત્યાં જઇએ, તે પણ નથી જવાનો આરો સે.
વળી આ બાહ્મણ છે મુજ સંગે, તે બહુ દુઃખી થાશે બિચારા સે.
જો શાંત થાઓ તો ભક્ષણ હું આપું, આ દેહ નથી કામનો મારો સે.
પ્યારી, પુત્ર, મીત્ર રજા આપો મને, તૃપ્ત કરૂં અગ્નિ ભોગ આપી મારો
સેજે અગ્નિ.

---

તારામતિ— ગીતી.

નહિ પ્રીય સ્વામીનાથ, આપ એના ભોગને લાયક નથી;
અગ્ની માતુ મારો ભોગ લઇને તૃપ્ત થાવું અંગ;
આવું છું તુજ પાસે આજ મનમાં ધરીને ઉમંગ.

એમ કહી રોહીતને નીચે મુકી અગ્ની જ્વાળા ભણી દોડી જાય છે તેને હરિશ્ચંદ્ર પકડવા જાય છે પણ તે અગ્નીનો ભોગ થઇ પડે છે. હરિશ્ચંદ્ર ગો વકાશી ઉભો રહે છે તારામતીના જવાથી રોહિત હરીશ્ચંદ્રને વળગી રૂદન કરે છે,

રોહિત— (સહિયર દુઃખ શું દાખવું) એ રાહ.

અરે માતુ ઓ માહરી ક્યાં ગઇ મુકી મુને;
તારા આ લઘુ બાળની દયા નાવી તુને. અરે.
પીતા મારા સુણો વાત મમ જાવુ માતની પાસ;
માતુ વિના કેમ રેવાય નહિ ગમે આ વાસ. અરે.
છાડો પીતા કર માહરો જવા અગ્ની માંય
ઉલટ છે જાવા ત્યાં તણી માત મારી છે જ્યાંય. અરે.
( હરિશ્ચંદ્રને છોડી દઇને તે પણ અગ્નીનો ભોગ થાય છે તેથી હરિશ્ચંદ્ર વધારે દુઃખીત થાય છે)

હરિ૦— ગીતી.

મર્યો પુત્રને નારી, તોપણ અગ્ની શાંતી નહિ પામી;
હું જાઉં એ સંગે, મિત્ર તાહરી સંગત હું વામી.

સત્ય૦—ત્રણે જણને ખાધા, અભાગણી ન થઇ શાંતી નારી;
હે અગ્ની હત્યારી, હવે ભક્ષ કુરણ કાય મારી.

( તે પણ અગ્નીની માંય જંપલાય છે, અને અગ્ની શાંત થતો નથી. તે જોઇ સત્યકીર્તિ કહે છે. )

( તે પણ અગ્નિને આધિન થાય છે તે જોઇ નક્ષત્ર )

નક્ષ૦—અરે હાય ! હવે હું શું કરીશ ? આ દગ્ધ વનમાં હવે મારાથી કેમ જીવાશે ? તેઓ તો બળીને ભસ્મ થઇ ગયા હવે હું ગુરૂ વિશ્વામીત્રને શો જવાબ આપીશ ? આ વનમાં મારી શી ગતી થશે ? (અગ્નીની જ્વાળા તેના ભણી આવવાથી) અરે હાય ! અગ્ની તો મારા ભણી જોસથી આવે છે, (અગનીને) જા જા મારાથી દુર હઠ હું તો બ્રાહ્મણ છું માટે તારાથી મારો ભોગ થાય નહી (જ્વાળા પાસે પાસે આવવાથી) અરે ? આ તો મને નહી મુકે કે શું ? (જેમ જેમ અગની જ્વાળા તેની પાસે આવતી જાય છે તેમ તેમ પાછો હઠે છે અગની પાછળ આવવાથી અરે ! આતો મારો પીછો નહી મુકે ત્યારે લાવને હું પણ તેનો ભોગ થઇ જાઉં; કે વિશ્વામીત્રનું મારે દુઃખ સહન કરવું ન પડે, ને હરીશ્ચંદ વિષે કાંઇ જવાબ પણ દેવો ન પડે, ( એમ કહી અગનીની સામો જાય છે, ઝાળ લાગવાથી પાછો હઠે છે ) અરે હાય ! આને શરણ થતાં કોનો જીવ ચાલે ? પણ હવે તેમ કર્યા શીવાય છુટકો નથી. ( વળી જરા હિમત પકડી પડવા જાય છે ઝાળ લાગવાથી બુમ પાડી પાછો હઠે છે. હાય ! હાય !! અગની પાસે જતાં જીવ ચાલતો નથી; પણ કદાચ વિશ્વામીત્ર આવશે તો શો જવાબ દઇશ હવે તો આખો મીંચી તેને શરણ થયા સિવાય છુટકો જ નથી ( એમ કહી તે પણ અગનીને તાબે થાય છે અગની શાંત પડી જાય છે. સર્વ કાશીપુરીની બાગે.જે ભેગા થાય છે. )

## પ્રવેશ ૧૭ મો.

### સ્થળ કાશીની ભાગોળ.

પાત્ર—હરિશ્ચંદ્ર, તારામતી, સત્યકીર્તિ, રોહિતાશ્વર, નક્ષત્ર વીગેરે.

નક્ષત્ર—(હરિશ્ચંદ્રને) વાહ ! હરિશ્ચંદ્ર વાહ ! ! ધન્ય છે તારી જાદુઇ કળાને ! આતીજ રીતે લોકોને ઠગતો હઇશ ! આટલા દીવસ તો હું તને ભલો ને, સદગુણી સમજતો હતો, પણ આજ તારી સઘળી લુચ્ચાઇ જણાઇ આવી બોલ હવે કયાં જવા માગે છે ! આ આવી તારી કાશી હવે મારા ગુરૂનું લેણું આપે છે કે કેમ બોલ શું કહે છે !

હરીo—ભાઇ નક્ષત્ર આપ બેશીકર રહો આ કાશી વિશ્વનાથના દર્શન કરી, શહેરની અંદર જઇ, આપના ગુરૂરાજનું સુવર્ણ અપાવું પછી કાંઇ ! !

નક્ષત્રo—( થોડા ક્રોધથી ) શું તારા બાપે કાંઇ થાપણ આપણ મુકી છે કે શું ? તે તું મને ઝટ દઇને અપાવીશ આટલું આટલું તો તારી સાથે રખડયો, હવે કયાં સુધી રખડાવવો ધાર્યો છે ? હવે હું તારી સાથે નથી રખડવાનો સમજ્યો ? મુકી દે ઝટ અહી સવાલક્ષ ભાર સુવર્ણ ! કેમ આપે છે કે નહી બોલ શું કહે છે ! ( હરીશ્ચંદ્ર કાંઇ જવાબ આપતો નથી તેથી ) કેમ અલ્યા કાંઇ જવાબ આપતો નથી ? શું કાંઇ સ્વાદ ચાખવાની મરજી થઇ છે કે કેમ ? લે ત્યારે ચાખ હવે મારા કરનો સ્વાદ ! [ એમ કહી હરિશ્ચંદ્રને ચાબુકનો પ્રહાર કરે છે તે જોઇ સત્યકીર્તિ.

સત્યo—અરે મહારાજ ! હવે થોડા સારૂ શા માટે નકામું દુઃખ આપો છો.

નક્ષત્ર—(રક્ત નેત્ર) બેસ છાનોમાનો તને વચમાં કોણે ડાહ્યો કર્યો તેની દયા તને આવતી હોય તો લે હું તને દુધપાક આપું તે હજી કોઇ દીવસ મારા હાથનો સ્વાદ ચાખ્યો નથી આજ ચાખતો ખરો, જો કેવી મુજો આવે છે. [એમ કહી તેને મારવા જાય છે એટલે. ]

હરિo—[ સત્યકીર્તિને ] પ્રિયમીત્ર તમે વચમાં બોલી શા માટે દુઃખ સહો છો !

નક્ષત્ર—મારા ગુરૂનું સુવર્ણ ના કબુલ કર એટલે હું મારે અહીંથીજ પલાયન થઇ જઉં. ને સુખી કરવાના સાધન રચું, શા માટે આવાં કષ્ટો સહન કરે છે ? રાજરિદ્ધિ વિસારી મુકી જંગલના પશુ થવું કેમ પસંદ કર્યું છે ! જરા તો સમજ ? એટલું કહેવામાં તારૂં જાય છે શું.

હરિ—મહારાજ ! વધારે આવા કઠણ શબ્દ બોલીં મારા કાનને અપવિત્ર ન કરો શિર ગયે પણ અસત્ય વદવાનો નથી.

નક્ષત્ર—એમ નહિ વદે. ( મુછના વાળ ચીમટાથી ચુટતો ચુટતો ) આમ વદીશ ભાઇ આમ.

તારા—( નમ્રતાથી ) ભાઇ નક્ષત્ર ! તું આવા સમયે કેમ દયાહીન થાય છે ? ભાઇ જરા ધીરજ ધર. કાશીવિશ્વનાથ મહારાજના દરશન કરી શહેરમાં ગયા પછી તરતજ આપીશું ભાઇ !

નક્ષત્ર—(નક્ષત્ર નેત્રથી ગુસ્સા સહિત ) નહિ નહિ મારે કાશીપુરીમાં આવવાની કાંઇ જરૂર નથી તમારે જવું હોય તો જાઓ ટળો ગમે તો મરી જાઓ કે ચાહેતો ઉંડા ધરામાં પડો પણ મારૂ સોનું અહિંઆ મુકી દો. ( એમ કહી હરિશ્ચંદ્રના હાથ પગ બાંધી કેમ. બોલો હવે શું કહો છો ?

રોહિ—( એ જોઇ તારામતી પ્રત્યે માતુશ્રી આ બ્રાહ્મણો મારા પીતાજીને સંકટ દે છે તે મારાથી ખમી શકાતુ જો આ સમયે મારા હાથમાં હથિઆર હોત તો આજ ક્ષણે તેના ટુકડે ટુકડા કરી નાખત નાનો પણ સિંહનુ બચ્ચું છું.

નક્ષત્ર—આવો આવ ટુકડા કરવા હોય તો ( એમ કહી રોહિતને પકડે છે ને તેને મુષ્ટિ પ્રહાર કરે છે તે જોઇ તારામતી )

તારા—ભાઇ નક્ષત્ર. તું એ બાળકના બોલ્યા સામું શું જુઓ છે એ તો અણસમજુ છે. ( રોહિતને પોતાની પાસે ખેંચી લઇ ધીરેથી ) બેટા ! તું એ ચંડાલને શું કરવા છેડે છે એ તો નિર્દય જમ જેવો છે. મારા વહાલા તું એ દુષ્ટને ન છેડીશ.

રોહિ—બહુ સારૂં માતુશ્રી હું આપનો હુકમ શિર ચઢાવું છું પણ તે મારા પીતાજીને દુઃખ દે છે તે મારાથી સહન થતું નથી.

નક્ષત્ર—( તારામતીએ નિર્દય વીગેરે અપશબ્દો કહેવાથી અને નિર્દય જમ જેવા તે શેની દયા હોય અમે ચંડાળ ! કેમ ! જુઓ ત્યારે હવે મારૂ ચંડાળપણ કેવું બતાવું છું. અત્યાર સુધી

મનમાં દયા રાખી કાંઇ પણ કરતો નથી. તેથી કહેવત છે કે દુઃખ પ્રસંગે આવે ત્યારે તો પુરેપુરી જમ વિના બતાવું ( એમ કહી હરિશ્ચંદ્રના મુખના વાળ તથા શરીર ઉપરના રૂંવા વીગેરે ચીમટાથી ખેંચે છે. હરીશ્ચંદ્ર તેથી બૂમો પાડે છે; આ જોઈ સૌની આંખો- માંથી અશ્રુધારા છુટે છે.

હરિ૦—( નક્ષત્રને ગદ્‌ગદીત કંઠે ) અરે ભાઈ, નિર્દય બની મને કેમ અસહ્ય દુઃખ આપે છે! કૃપાદ્રષ્ટિ કર મને બંધનથી મુક્ત કર જરૂર તને શહેરમાં જઇ તારૂં સુવર્ણ તને અપાવીશ. આથી કહી વધારે કષ્ટ આપીશ પણ આ ઠેકાણે ક્યાંથી સોનું લાવી આ- પીશ ભાઇ જરા વિચાર તો કર.

નક્ષત્ર—( રક્ત નેત્રે ) નહોતો જાણતો જે વીશ્વામીત્ર કાકાનું દેવું કર્યું, તે આપવું પડશે. મારે તો અહીંજ સોનું જોઇશે હું તો કરોડ ઉપાયે ગામમાં આવવાનો નથી રખડી રખડી હવે તો થાકી ગયો છું. આપવું હોય તો અહીં આપ નહીં તો ના કહી દે એ- ટલે પત્યું.

હરી૦—તને રખડવાનું કોણ કહે છે, જરા અમ ઊંકર ઉપર કૃપા દષ્ટિ કર આટલે સુધી જેમ તેં અમને સાચવી લીધા તેમ અહેરઆની કરી શહેર સુધી તસ્દી લે, ઇશ્વર તારૂં સારૂં કરશે.

નક્ષત્ર—નહિ મારે તો અહીંજ સુવર્ણ જોઇએ બોલ આપે છે કે કેમ? નહિ ઉત્તર આપવાથી ચાબુકનો પ્રહાર કરે છે. ( તે જોઇ હરિશ્ચંદ્ર પ્રત્યે. )

તારા૦—પ્રિય સ્વામીનાથ! આપ આમ ક્યાં સુધી દુઃખ સહન કરશો? આ બ્રાહ્મણને શહેરમાં ક્યાંથી સોનું અપાવશો કાંઇ તેનો વિચાર કર્યો કે!

હરિ૦—પ્રીયા, તેનો એકે રસ્તો મને સુજતો નથી. છેલ્લો ઉ- પાય એ છે કે મારો વિક્રય કરી તેનું સોનું આવે તે એને આપીએ

તારા૦—નહિ સ્વામીનાથ, એ આપને યોગ્ય નથી ફક્ત આપ- ના વિક્રયથી કાંઈ એટલુ બધું સુવર્ણ આવવાનું નથી.

હરિ૦—ત્યારે પ્રિયા શું કરવું ( નક્ષત્ર જરા શાંત રહી સાંભ- ળતો હતો તે ગર્જના કરતો. )

નક્ષત્ર—બોલ તેં શું ધાર્યું કેમ આપે છે નહિ ( વળી મારે છે તે જોઇ )

સત્ય૦—અરે ભાઇ નક્ષત્ર ! તું ગમે તેટલું આ ઠેકાણે દુઃખ આપીશ તોપણ તે આ જગાએ ક્યાંથી સોનું આવશે જરા તો મનમાં મહેર ધર;

નક્ષત્ર—( જરા ત્રાડીને ) વળી બોલ્યો કે ? લે તું પણ લેતો જા ( ફરી મારે છે. )

તારા૦—( અતિશય દુઃખીત થઇ, અને હરિશ્ચંદ્રને અતિ કષ્ટિત જોઇ, હરિશ્ચંદ્ર પ્રત્યે.

પિયુને તજાવનાર, વૈરી અલંકાર એ રાહ
સ્વામી આવું કષ્ટ તમે, ક્યાં સુધી સહો ?
ઇલાજ નથીરે, કાંઇ છુટવા ચહો.
રૂણ છે રૂષિનું સ્વામી, આપણારે પરે;
નથીરે આપણી પાસે આપવાને જર.
કષ્ટ તમ મુજ થકી, જોયું નહિ જાય;
હવે છેલ્લો પ્રાણ પ્યારા, એક છે ઉપાય.
મારો ને પુત્રનો કરો, વિક્રય સ્વામીનાથ;
તેના દામ આવે તે, આપો નક્ષત્ર હાથ.
સોચ નહિ કરો સ્વામી, મનમાં લગાર;
વેઠવા જોઇએ આપણું દુઃખ દિન ચાર.
વિનંતી આ ઉર ધારી, કરોને વિક્રય;
હૈડું ધારી ધારો પ્રિય, રાખો નહિ ભય.
મમ પ્રિય સ્વામીનાથ, લગાડો ન વાર ?
કરીને વિક્રય અમ પામો છુટકાર.

હરિ૦—( તારામતીની વાત યોગ્ય લાગવાથી તથા જરા હીમત આવવાથી નક્ષત્ર પ્રત્યે ) પ્રિય ભાઇ નક્ષત્ર કૃપા કરી મને છોડી દે. આપણે વીશ્વનાથનાં દર્શન કરી ગામમાં જઇ, મારી પ્યારી તારામતીનો અને મારા પુત્ર રોહીતનો વિક્રય કરી, તને તારા ગુરૂનું સોનું આપીશ માટે અમારા ઉપર જરા મહેરબાની કર.

નક્ષત્ર—( જરા દયા આવવાથી ) જો તારા ઉપર દયા લાવી આ વખત તને છોડું છું પણ જો ગામમાંથી ન અપાવ્યું તો પછી જોઇ લે તારી મજા ! આ કરતાં વધારે દુઃખનો ભોક્તા થઇશ.

હરી૦—સારૂ ભાઈ, પછી તારી ધ્યાનમાં આવે તે કરજે નક્ષત્ર હરીશ્ચંદ્રને બંધનથી મુક્ત કરે છે.

સત્યકી૦—ચાલો હવે ઝટ કાશી વીશ્વનાથના દર્શન કરી શહે-રમાં જઇએ.

નક્ષત્ર—હા ચાલો ( સર્વે કાશીવીશ્વનાથના મંદીરે જાય છે. )



## પ્રવેશ ૧૮ મો.

### સ્થળ—કાશીવિશ્વનાથનું મંદિર.

પાત્ર—હરિશ્ચંદ્ર, તારામતી, રોહીતાશ્વર. સત્યકીર્તી, નક્ષત્ર, વી-શ્વામીત્ર ઋષી અને બ્રાહ્મણો વીગેરે.

( કાશીવીશ્વનાથની બ્રાહ્મણો પુજા કરે છે, પુજા કરી રહ્યાબાદ સ્તુતી કરે છે.

બ્રાહ્મણો—(ધન્ય ધન્ય હરીનું નામ, સકળ સૌ કરતાછે.) એ રાહ.

સાચું છે હરીનું નામ, સકળ જન માનોને;
ખોટું છે આળ પંપાળ, સરવ સત્ય જાણોને. એ ટેક
હરી ભજેથી પામીએ મુક્તિ, મુક્તિ એવી જાણોરે;
તે માટે સૌ કરોને ભક્તિ, કહેવાશો જન શાણું. સકળ.
માત, તાત, ને સુત સહોદર, જુઠી એહ સગાઇરે;
ખરી પ્રીત એક ઇશ્વરની, જાણો જગમાં ભાઇ. સકળ.
માયાની આ કાયા શોભે, ક્યા રોગે ભરાણી રે;
મળ મુત્રને લોહી હસ્તીની, તે પર જગત મોહાણી. સકળ.
પરસ્ત્રી વેશ્યાની યારી, દુરગુણી જન બહુ દીઠારે;
ઇશ્વર ભક્તિ કરે કોઇ, વીરલા બાકી મુખના મીઠા. સકળ.
સંસાર ત્યાગી યોગને સાધો, સાચી એક કમાઇરે;
ઈશ્વર ભજનમાં દીન ગાળો, ટળે જન્મ મરણ દુઃખદાઇ સકળ.
એ દુઃખ દુર કરોને જન સહુ, સ્વર્ગે સુખ તમે સાધોરે;
જેથી અટવી પાર ઉતરશો, કર્મ બંધ નહી બાંધો. સકળ.

[ હરિશ્ચંદ્ર વીગેરે આવે છે. અને તેઓ મહાદેવની સ્તુતી કરે છે. ]

હરીશ્ચંદ્ર તારામતી, રોહીત સત્યકીર્તી } — દીંડી.

કાશી વીશ્વના, અરજ ઉરે ધરો;
દીન કિંકર સેવકને તમે તારો.
કરી આપ દર્શન કાશી સફળ કીધો જન્મારો.

ઘણાં જન કેરાં આપે કષ્ટ કાપ્યાં;
વળી વીરજનોને આપે સુખ આપ્યાં,
આજ વીનંતી કરે સેવક આ તમારો;
વીશ્વમીત્ર કેરૂં રૂણ છે અમ માથે.
લેવા આવ્યો છે સેવક અમ સાથે,
હવે નથી અમારો એક અહીંયા આરો. કાશી.

હરીશ્ચ— એક સત્યતાને લીધે કષ્ટ સહુ;
જીવ જાતાં કદી અસત્ય નહી લહુ;

તારા૦— ટેક રાખો પ્રભુ આપ અમારો. કાશી.
સ્તુતી કરીયે આજ ઉમંગથી તમારી;
સ્વીકારો અર્જ આપ સેવામાં અમારી.
આસરો છે અમને પ્રભુ એક તમારો. કાશી.

[ સ્તુતી ગઇ રહ્યા બાદ બ્રાહ્મણો દક્ષણા હરીચંદ્ર આગળ આવે છે. ]

વડો૦વિપ્ર—[ હરીશ્ચંદ્ર પ્રત્યે ] મહારાજ કાંઇ દક્ષણા બક્ષણાનો જોગ થશે કે કેમ ? બ્રાહ્મણને આપવું તે કાશીપુરીમાં વાવવા તેવું છે, હાથે તે સાથે કરશો તેવું પામશો ને વાવશો તેવું લણશો [ હરીશ્ચંદ્ર કાંઇ આપતો નથી એટલે. ]

૨ જો વિપ્ર૦—અરે આટલે સુધી આવ્યા ને કાંઇ દાન પુન્ય નહિ કરો ! ( હરીશ્ચંદ્ર પાસે આપવાને નહી હોવાથી આમ તેમ જુવે છે. તેથી સત્યકીર્ની સમજી જઇ પોતાના ગળેથી મોતીનો હાર કાઢી બ્રાહ્મણને ]

સત્ય૦—લ્યો મહારાજ થાઓ ખુશી [ એમ કહી વડા વીપ્રને આપે છે. તે લઇ સર્વ બ્રાહ્મણો ]

સર્વબ્રાહ્મણ—કલ્યાણ, કલ્યાણ, કલ્યાણ, પુત્રવાન, ધનવાન, આયુષવાન હો. કાશીવીશ્વનાથ તમારૂં કલ્યાણ કરે, ને તમારી મનોવાંછના પરીપુર્ણ કરે.

હરિ૦—તથાસ્તુ.

નક્ષત્ર૦—કેમ છે ! હવે આંઇ ક્યાં સુધી વાર લગાડવી છે. ( એવામાં વીશ્વામીત્ર પ્રવેશ કરે છે. )

વિશ્વા૦—(હરિશ્ચંદ્ર) અરે હરિશ્ચંદ્ર ! હું તને વારે વારે શું કહું આટલું કષ્ટ સહ્યું, તો પણ તને કાંઇ ભાન આવ્યું નહિ. છેવટે બાયડીને છોકરો વેચવા ઉભો. ધિક્કાર છે તને દુનિઆમાં સર્વ જન પોતાની સર્વ વસ્તુ વેચે છે, પણ આજ સુધી કોઇએ તારી પેઠે બાયડી છોકરાં વેચ્યાં નથી. બાયડી છોકરા વેચવાનું શું કારણ છે. બસ મને એટલુંજ કહી દે કે મારે તમારૂં સુવર્ણ દેવું નથી. એટલે બસ તારૂં રાજ તને પાછું આપી દઉં, ને પ્રથમ હતો તે તે કરતા સવાયો બનાવી દઉં. તું સત્યતા સત્યતા પકડી રહ્યો છું તે ક્યાં ગઇ તારી સત્યતા ! દુઃખની વખત કામ થવા ન આવી ત્યારે ક્યારે સહાય થશે. ક્યારનો તેને વળગી રહ્યો છું તો તેને તારૂં અત્યાર સુધીમાં શું વાળ્યું ! તે તો મને કહે જેથી આપણું કારજ ન સરયું તો તેને વળગી રહેવામાં શો ફાયદો ભલા માણસ મારૂં કહેવું માન, ને તારી હઠ છોડી દે શું વિચાર કરે છે ! હું તો તારા ભલાને માટે કહું છું બાકી પછી જેવી તાહરી મરજી ] મને કાંઇ તારી પાસેથી દોલત કે કોઇ બીજી ચીજ મેળવવાની લાલચા નથી. ઉલટો એમાં મને ગેરફાયદો છે પણ તારૂં આવું કષ્ટ જોઇ તથા આ તારી કોમળ સ્ત્રી તથા લઘુ બાળક જોઇ મને દયા આવે છે ત્યારેજ આટલું કહું છું.

હરિ૦—( ખેદ યુકત થઇ )

અરધરી ભ્રાતા વિચારીને, તમો વદો વદો વચન આરોપ. એ રાહ.

હે રૂષીરાય (૨) નહિ સતાવો મુને આવાર;
આથી વધુ કષ્ટ પામું તો પણ ડગું નહિ તલભાર.
આ દેહમાંથી (૨) કદી જીવ જુદો થાય,
સમુદ્ર માઝા મુકે તો પણ, ટેક તજુ ન રૂષીરાય.
આ દુઃખ કરતાં (૨) ઉતારો જીવતી ખાલ;
તે કરતા વળી અરપું શીશ હું ઉતારો તે તતકાળ;
નમીને કહું છું (૨) આપ પધારો ધામ;
નહિ મુને ઝાઝું સતાવો કરવા દો મુજ કામ;
કદી ફુટેલ ઘડો (૨) જો કાંઠા સુધી ભરાય;

તોં પણ અસત્ય વદુ નહિ સોટીથી જળ જુદાં થાય,
સૌ'હ ધાસ ખાય (૨) પશ્ચિમે પ્રગટે જો ભાણુ.
નેવના નીર મોભે જાયે પણ, અસત્ય વદુ નહિ વાણુ;
આ દેહ આખી (૨) જો રૂવે રૂવે પડે છેદ:
તે કરતાં કદી અસત્ય કષ્ટથી, ન ધરૂં દીલમાં ખેદ.

વિશ્વામીત્ર—( આ સાંભળીને ) ભોગ તારા ત્યારે એમાં મને શું? લે પથરોને કુટ માથું તું દુઃખ સહે છે તેમાં મારૂં શું જાય છે, ફક્ત હું તો તારા ભલાને માટે તથા દયા આવે છે તેથી કહું છું. એટલે નથી માનતો તો તારા ભાગ્યા તું ભોગવ હું તો મારે ચાલ્યો. ( એમ કહી જાય છે. )

નક્ષત્ર—( સર્વને ફટકાવતો ) ચાલો કેદીઓ ચાલો ઝટકરો. ( સૌ મુંગા મુંગા માર સહન કરતા ગામ ભણી જાય છે. )



## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ બજાર.

પાત્ર—હરિશ્ચંદ્ર. તારામતિ રોહિતાશ્વર, નક્ષત્ર, સત્યકીર્તિ અગ્નીસેન, રૂગણીકા અને નગરનું લોક વીગેરે વીગેરે.

નક્ષત્ર—( બજારમાં આવતાંજ ) કેમ હરિશ્ચંદ્રને ? આ તારૂં બજાર આવ્યું જે તારા બાપને ત્યાં જમે નાણું મુક્યાં હોય તે આવી દે.

હરીચ—ભાઈ નક્ષત્ર જરા સબુર કર.

નક્ષત્ર—( જરા બરાડીને હજી પાછી સબુર કરવાની ખરી કે ? તુને નિરલજને વારે વારે શું કહું ખાલી જુઠ જુઠ વાયદા કરે છે આપતો હોય તો આપ નહિ તો ના કહે એટલે પત્યું.

હરિ૦—ભાઈ હવે થોડી વાર તારા મનને અહીં બોલાવ (સત્યકીર્તીને) ભાઇ સત્યકીર્તી તમે આ ગામમાં એવો ઢંઢેરો ફેરવો કે કાશીના બજારમાં એક સ્ત્રી અને પુત્રનો વિક્રય થાય છે માટે જેને લેવાની મરજી હોય તે વહેલા પધારજો. જા ભાઈ જા આટલું કામ કરી જલદી પાછો આવ.

સત્ય૦—( સજળ નેત્રે ) બહુ સારૂં [ જાય છે ને વિશ્વાસ નાખતો અને નિસ્તેજ મુખે ઢંઢેરો પીટી પાછો આવે છે ] થોડી વારે કેટલાક નગરજનો આવે છે ને હરિશ્ચંદ્ર પુછે છે.

૧ પુરૂષ ભાઇ અહીં શાનો વિક્રય થાય છે !

હરી૦—મારા પંડીરામ પ્રણામરે. સમાચાર શા લાવ્યો એ રાજ.

કરૂં વિક્રય પ્યારા પુત્રનો, હું સત્યતાને કાજ,
નીર્દય થઈને આજરે, વિક્રય કરૂં મહારાજ. ટેક.
જે હસ્તે મે લગ્ન કર્યું તે હસ્તે કરૂં વિક્રય થાય છે !
જે મુખથી વદયો મધુર વાણી, તે મુખથી થાય લાયરે.
મળ્યું મુને સુખ જેથી તેનો કરૂં હું વિયોગઃ
રહેશે સ્મરણુંમાં ધર્મ જનો, હવે થયો દુખ ભોગરે. હું.
નગરીકો સુણો સહુ વિગત આ ઠામ,
વીત લઈને દાસ દાસી, લઇ જાઓ પોતાને ધામરે. હું.

ગુણુકા—( મનમાં તારામતીને નિરખીને) વાહ શું તેનું રૂપ છે જાણે ઇંદ્રની અપ્સરાજ ન હોય આ રંકને ઘેર આવું રતન ક્યાંથી સાંપડયું. પરમેશ્વરે મારે ઘેર તેનો અવતાર આપ્યો હોત તો તેના અને મારા દારિદ્ર દુર થઈ ગયાં હોત, પણ ખેર તે વખતે ઇશ્વરની ધ્યાનમાં કાંઇ બીજુંજ આવ્યું હશે. અને તેથી તેને ગરીબ ઘેર જન્મ આપ્યો હશે. પણ તેને મારા માટેજ અત્રે આણી હશે, તો લાવ તે શું દામ લે છે. તે પુછી જોઉ ને તે નવયોવનાને મારે ઘેર લઇ જાઉં લાગે છે તો હું થોડા વખતમાં તેને મારી સઘળી કળા શીખવી સર્વ વાતે તેને કુશળ બનાવી દઇશ ખરે

તે મારે પેર રહી સારૂ સુખ પામશે, અને મારી ભાણરૂ જમશે ખાન પામશે ને સુખ પામશે, મને રામ મળશે, ને મારૂં સઘળું દુઃખ ટળશે. મારો નશીબ ઉઘાડવા માટેજ તેને આવી લાગી મુકી છે. તો હવે આ તક ચુકવી નહિ જોઇએ (સ્વગંત) અરે બાઇ, એ જને જણનું શું મુલ છે. તે કૃપા કરી કહેશો.

સત્ય—હા બાઇ તેની કીમત સવાલક્ષ ભાર સુવર્ણ બેસશે.

ગુણકા—(સાંભળી વિસ્મતે થઇ) વોય મારા બાપ આ બંનેનું સવાલક્ષ ભાર સુવર્ણ અરે આખી કાશીદેશની ગલી ગલી ભમશો તોપણ કોઇ એટલા દામ આપનાર નથી જો આપવાની મરજી હોય તો આપ વ્યાજબી દામ બોલો કે જેથી તમારૂં કામ થાય.

હરી૦—(ગુણકા પ્રત્યે) તેઓની સવાલક્ષ ભાર સુવર્ણમાંથી અડધી કોડી પણ ઓછી થવાની નથી બોલો, તમારે લેવાની ખુશી છે!

ગુણકા—નારે મારા બાપ, આવા નબળા દુબળાની એટલી બધી કીંમત ખરચીને કરવું શું! એ આપણું કામ નહિ (એમ કહી જતી રહે છે. એટલામાં અગનીસેન વિપ્ર આવે છે.)

પરદેશી—કા લેયા કહાજિકત હયે!

મારવાડી—ટાબરાંરોને લુગાઇ રોબીક્ય હોતોવે.

મરેઠા—તીચી કાય કિંમત આહે? દાદા.

પારશી—કાંવરે તે કેવાને સારૂ વેચે છે!

અંગ્રેજ—યુ અ્ હું.

વોહરા—કેમરે તમે તેઓને કેમ વેચો છો? (હરિશ્ચંદ્રને.)

ગુજરાતી—અને તેઓનું શું મુલ છે!)

હરિ૦—ભાઇઓ, મારે શિરે આ વિપ્રના ગુરૂનું કરજ છે, તેથી અને મારી ટેક જાળવવાને માટે જ.

૧ માણસ ને કેટલું કરજ છે તે કહેશો.

હરિ૦—હાવે, આ માટે નહિ ફક્ત લક્ષભાર સુવર્ણ.

બધા આટલી મોટી રકમ ! ચાલો ભાઈઓ ચાલો, અહિં આપણું કામ નથી ( જતા રહે છે )

અગ્ની૦—[ હરિશ્ચંદ્ર પ્રત્યે ] કેમરે ! તેથી વધારે નથી કે !

હરિ૦—ના જી.

અગ્ની૦—ઓહ ત્યારે મને આપવાની ખુશી છે કે !

સત્ય—શા માટે નહી આપે સવા લક્ષભાર સુવર્ણ આપો તો આપ લઇ જાઓ, નહિ તો જે સવા લક્ષભાર સુવર્ણ આપશે તે લઇ જશે.

અગ્ની૦—વારૂ તે તો ખરૂં, પણ તેનો વેચાણ દસ્તાવેજ કોણ કરી આપશે !

હરિ૦—હું કરી આપીશ આપ એક વખત તેટલું સુવર્ણ લાવી મારા સ્વાધીન કરો, પછી આપ જેવી રીતે કહેશો તે મુજબ દસ્તાવેજ કરી આપીશ, પછી આપ બેફિકર રહો.

અગ્ની૦—ઠીક ત્યારે હું લઇ આવું ( એમ કહી જાય છે અને સુવર્ણ લઈ આવે છે લાવીને હરિશ્ચંદ્ર પ્રત્યે ) લે ભાઇ તપાસી જો અને કરી આપ હવે દસ્તાવેજ.

હરિ૦—( સુવર્ણ લઇ નક્ષત્રને ) ભાઇ નક્ષત્ર ! તપાસી જો સવા લક્ષભાર સુવર્ણ એવે તારા ગુરનું લહેણું પત્યું બાપુ હવે તું તારા પંથે પળ. ગુરૂ વીશ્વામીત્રને મારા પ્રણામ કહેજે, ને જો કંઇ મારો અપરાધ થયો હોય તે માફ કરજે. તને મારે વાસ્તે જે જે દુઃખો વેઠવાં પડયાં છે તેની હું તારી પાસે માફી માગી લઉં છું. તું સુખેથી સીધાવ, અને રસ્તામાં સાવચેતી રાખજે. બાપુ જા હવે જા ખોટી ન થા.

નક્ષત્ર—(નીસ્તેજ મુખે મંદ ક્રોધે) જરાએ ઝીણી તપાસી તો જોવા દે.

હરિ૦—વાહ ભાઇ વાહ ! બુરાબર તપાસી લે, ને જ્યારે તારે જવાની ખુશી હોય ત્યારે જજે. પછી કાંઇ. (અગ્નીસેનને દસ્તાવેજ કરી આપે છે. તે લખી અગ્નીસેનને વાંચી સંભળાવે છે ) સાંભળો મહારાજ અગ્નીસેનજી.

વીપ્ર અગ્નીસેનજી રહેવાશી કાશીપુરીના જત લી. સુર્યવંશી હરિશ્ચંદ્ર, ત્રીશુંક રહેવાશી અયોધ્યાપુરીનો જત હું આ લેખ કરી આપુ છું કે મારી સ્ત્રી તારામતી અને મારા પ્યારા પુત્ર રોહીતા-શ્વરને સવા લક્ષભાર સુવર્ણ લઇ મેં તમને તે બંને જણાને સોં-પ્યા છે. તેના ઉપરથી આજથી મારો હક ઉઠાવી લીધો છે તે સહી છે સંવત ૧૯૦૪ ના ચૈતર વદ ૯ ને વાર સોમ.

| અતર | મતુ અંતર | શાખ |
|---|---|---|
| ૧ સુર્યવંશી હરિશ્ચંદ્ર ત્રીશુંક ની સહી મુ. અયોધ્યાપુર ની સહી દા, પોતે. | | ૧ સત્યકીર્તિની સહી દા. પોતે<br>૧ નક્ષત્રની સહી દા. પોતે. |

અગ્નીઃ—બસ લાવો થયું ( દસ્તાવેજ લઇ તારામતી તથા રોહિતાશ્વદને ) ચાલ હવે તારા અને રોહીત ! હવે તમે આજથી મારા સેવક થઇ ચુકયા.

હરિ—પડુછુ વીખુટો પ્રીયા, સંજોગથી તારા એ રાહ.
જાઓ ખુશીથી તમે આ, વીપ્ર સંગાથે આજ. ટેક,

તારા૦—જઇએ અમે તજીને, સત્યવાદી મહારાજ;

હરિ૦—પરણી મુને સુખ ન પામી, ઓ મારી પ્રીયા;
દુઃખ દુઃખ દુઃખ દીઠું, આલી મારો હાથ. જાઓ.

તારા૦—ના ધરો દુઃખ મનમાં વાલા કરમે લખીયા લેખ;
ઉપાય કોટી કરે મટે નહીં લગાર ને મારાજ જઇ.

હરિ૦—રહેજો તમે સુખ ચેનમાં પ્યારી મારી રોજ;
કલેશ કાંઇ કરશો નહી, કરજો સુકૃત કાજ, જાઓ.

તા૦—શોક નહિ ધરો પ્રાણ પ્યારા, પાળુ પતીવ્રત ધર્મ;
કર્મ કરૂં ભક્તી કેરા વળી કરૂં વીપ્ર કાજ. જઇ.

હરિ૦—પાપ પેલે જન્મ કીધાં, તેથી પામુ દુઃખ;
તે સંગે વળી દુઃખી કરૂં, પુત્ર પ્યારી આજ. આજ.

તારા૦—આપ એમાં શું કરો છો અમ કર્મનો વાંક;
તે અમને આવી નડે, સત્ય કહું છું હું મહારાજ. જય.
હરિ૦—હવે પધારો પુત્ર પ્યારા, સુખે વિપ્ર સાથ;
કરીને પ્રણામ છેલ્લા છુટા પડુ આજ. જાઓ

હરિ૦—(સજળ નેત્રે) માહરા વહાલા રોહીત! તારી માતુશ્રી સાથે સુખે સીધાવ. બેટા! જા આ તારો નિર્દય બાપ તને પોતાની દુષ્ટ નજરથી દુર કરે છે. આ વિપ્રના કબામાં રહેજે અને જે વખતે તે કાંઇ કામ સોંપે તે બજાવવા તત્પર થજે. કાંઇ વાતે તારી માને પજવીશ નહી બાપુ જાઓ, સુખી થાઓ.

રોહિત૦—( હરીશ્ચંદ્રને વળગી )

ઓધવજી સંદેશો કહેજો શામને એ રાહ.
નહી તજીને જાઓ, પીતા મુને અહીં તમે;
આપ સંગે રહી, ટરૂં હરખે શેર જો.
કેમ ગમે મુને આપના વિના ઓ પીતા,
પુજવા લાયક આપ છો મારા દેવજો. નહીં.

દર્શન કીધાથી સુખમાં દીન સૌ જાય જો,
કૃપા કરીને આપની સંગે લ્યો મુને,
તો તો કાંઇ પામું હું તો સુખ જો. નહીં.

જેમ પડે જળથી વીખુટી માછલી;
પડે માળાથી છુટું પક્ષી એક જો;
ગૌ ટોળેથી પડે વીખુટું વાછડું;
પડે એકલડો હોય સગાં અનેક જો. નહીં.

એ સરવે પામે છે દુઃખ તન કેટલું!
તેટલું પામું આપ વિના દુઃખજો;
દુઃખ વનનું પક્ષી જેમ અકળાય જો;
તેમ હું આ વીયોગે પામુ દુઃખજો. નહીં.

અગ્નીસેન—કેમ હરીશ્ચંદ્ર? તું આવાં કપટનાંજ કામો કરતો ફરે છે કે!

હરિ૦—વીસ્મીત થઇ. કેમ મહારાજ!!

અગ્નીસેન—કેમ મહારાજ શું ? અમારનો મારા દાસ દાસીને રાખી રહ્યો છે એ શું ! હવે એ કાંઇ તારા બાપની મતા નથી.

હરિ૦—સત્ય ભ્રાત બ્રહ્મપુત્ર ! ( તારામતી તથા રોહીત પ્રત્યે ) જાઓ પ્રીયા પુત્ર તથા પ્યારી તારામતી ! સુખેથી સીધાવો, અને આ વીપ્રજી, તમને જે કાંઇ કામ બતાવે તે તન મન ધનથી કરજો તેમાં જરા પણ આળસ રાખશો નહી. જાઓ તારામતી અને બેટા રોહિત ? દુખી ના થાશો ઇશ્વર સૌ સારા વાનાં કરશે તે આપણા કામમાં ફતેહ આપશે. ( અગ્નીસેન પ્રત્યે ) હે દ્રીજ વીર્ય આ સ્ત્રી તથા પુત્રને તેમની શક્તિ સમાન કામ સોપજો. બળાત્કાર તથા નીર્દયપણું કરતા નહી મહારાજ, તેમની ઉપર દયા ભાવ રાખજો મહારાજ મારી વિનતી ધ્યાનમાં લઇ ધીક્કારવા જોગ વરતણુંક ના વરતતાં ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે.

અગ્નીસેન—( ગુસ્સાથી ) તેને કામ નહિ સોપે ત્યારે શું બેસાડી મુકશે કેમ ? બેસારી રાખવા તને નાણાં આપ્યા હશે ? હરામના નથી આવતાં. પાઇ પાઇ માગીને સઘળું એકઠું કરયું છે એ નાણું એકઠું કરતાં જોર આવ્યું હશે ? થોડે થોડે સંચરેલું નાણું તને એકદમ સોપી દીધું. તે કાંઇ બેસાડી મુકવા નહીં, પણ તે ઘરનું કામકાજ કરવા માટેજ ! હમે બેસાડી મુકીશું અગર કામ સોંપીશું તેમાં મને કહેવાનો શો હક છે અમારો માલ છે તે અમો ચલાયશો કરીશું વચમાં તમને કોને ડાહ્યા કર્યા (તારામતીનો તથા રોહીતનો હાથ પકડીને ) ચાલો થાઓ આગળ ( તેઓ હરીશ્ચંદ્રને પ્રણામ કરી અગ્નીસેન સાથે જાય છે.

નક્ષત્ર—( જે સુવર્ણ તપાસવા બેઠેલો છે, તપાસી તથા ગણી રહ્યા પછી ) ભાઇ હરીચંદ્ર મારા ગુરૂનું લહેણું તો પત્યું પણ હવે કાંઇ મારો દક્ષણા વીશે વિચારવું જોઇએ.

હરિ૦—( લાચારીથી ) ભાઇ મારી પાસે વાલની વીંટી પણ નથી કે જે તને આપું.

નક્ષત્ર—જો હરિચંદ્ર ! તને ગોમતીના પુરથી પ્રેતોના મુખમાંથી, અગ્નીના ભયથી, તથા બીજા અગણીત સંકટોમાં મુક્ત કર્યો તેનો ગુણ શું તું ભુલી જઇશ ! અને તારી સાથે આટલા દહાડા

સુધી ભુખ તરસ વેઠી રખડશે અને તારી કેટલી આસનાવાસના કરી એ બધાનો બદલો આજ કે ! ! ! વાહ સત્યવાદી ભાઇ વાહ !

હરિ૦—ભાઈ નક્ષત્ર ! તારે કેટલી દક્ષણા જોઇશે.

નક્ષત્ર૦—ફક્ત દશ હજાર શોના મોહોરો મને બસ છે, મારા મનને ઝાઝો લોભ રાખતોજ નથી.

હરિ૦—ભાઇ સત્યકીર્તિ ! મારો વિક્રય કરી, આ નક્ષત્રને દક્ષણા આપો.

સત્ય૦—નહીં નહીં આપનું આ બોલવું અયોગ્ય છે ! આપ મારો વિક્રય કરી, એને દશ હજાર મહોરો આપો.

નક્ષત્ર૦—મેં જેનો પાસે માગણી કરી તેનુંજ વિત મને ખપે છે બીજાનું લેવું મને ઉચિત નથી માટે જો હરિશ્ચંદ્ર તારે દક્ષિણા આપવાની ખુશી હોય તો તારો વિક્રય કરી ધન આવે તે મને આપ નહી તો તારી મરજી.

હરિ૦—ઠીક ભાઇ જેવી તારી મરજી પ્રિય મીત્ર સત્યકીર્તિ તમે ગામમાં ઢંઢેરો ફેરવી આવો કે, મણી કંકણના ઘાટપર એક મનુષ્યનો વિક્રય થાય છે, માટે જેને લેવાની મરજી હોય તેમણે મણી કંકણના ઘાટ ઉપર આવવું.

સત્ય૦—બહુ સારૂ ( કહી જાય છે અને ઢંઢેરો ફેરવી પાછો આવે છે તેને. )

હરિ૦—ચાલો મીત્ર મણી કંકણના ઘાટપર જઇએ ત્યાં આપણને લોક નહીં દેખે તો પાછું જશે, ને આપણા કામમાં અગવડ પડશે માટે ચાલો ત્વરાથી.

સત્ય૦—( હા ચાલો નક્ષત્ર પ્રત્યે ) ચાલ ભાઇ નક્ષત્ર ( સર્વ મણીકંકણના ઘાટપર જાય છે. )

———

## પ્રવેશ ૨ જો.

### મણીકંકણનો ઘાટ.

પાત્ર—હરિશ્ચંદ્ર, સત્યકીર્તિ, નક્ષત્ર, કાળસેન, હેક તથા બીજા જનો વગેરે.

આરવાળી—( સર્વને એકઠા થયલા જોઇ કાઉહેરે ) ?

પરદેશી—ઇધર મનુષ્યકા બીક્રય હોતા હયે ક્યા તુમકું લે-નેકી મરજી હોય?

મારવાડી—નારે બાપુજી મું ગરીબ આદમી ઠેરો મારો કામ નહીં.

દક્ષીણી—(હરીશ્ચંદ્ર પ્રત્યે) ત્યાં ચટકાય કીમત આહે,

સત્ય૦—દશ હજાર સોના મહોર લઇશું. જેને લેવાની ખુશી હોયે તે દસ હજાર સોના મહોર આપો ને લંઇ જાઓ.

ગુજરાતી—આવા પાતળા, નબળા, અને કોઇ કામમાં ન આવે એવા નરની શું દશ હજાર સોના મહોર!! એતો તે કોઓ દીવાનો કે કાળજુ પુટેલો હશે તે તને આવા નરની દશ હજાર સોના મહોર આપશે. બાકી સમજુ આદમી તો લેશે નહી. જો સો બસો સોના મહોર લેવી બહુ થઇ જાય બોલ શી મરજી છે.

સત્ય૦—તમારા વાણીઆ ભાઇનું કામ નહી. એતો કોઇ અમત્યવાળો ને સમજુ આદમી હશે તે ખરીદ કરશે. (એવામાં પોઇસ, પોઇસ, કરતો કાળસેન ઢેડ આવે છે.)

કાળ૦—પોઇસ, પોઇસ, માબાપ તમારા ઢેડ પોઇસ (શબ્દ સાંભળી સઉ તેની તરફ જુએ છે સંકોચાઇ તેને જગા આપે છે, કાળસેન સર્વને એકઠા થયેલા જોઈ પુછેછે.) અરે હાય હુછે હુછે? કેમ સર્વે એકઠા થીઆસો?

પરદેશી—અબે સાલે, લોકકું અભડાવેગા તેરેકુ ક્યા કામ હયે? દુર રહે દુર.

વાણીઆ—(જરા મશ્કરીમાં) આટલા બધા ઉભા છે તેમાં આ એક વધારે એ તો જરૂર લેશે ભાઇ. જરા દુર ખશો દુર (કાળસેનને નજીક આવતો જોઇ તેને) દુર ખસ દુર, લોકોને અ-ભડાવી મારતો.

કાળ૦—માબાપ આમ હું કરો છો હું તમે માણુસ સો કે અમે કાંઇ જાનવર હઇશું કે એમ?

મારવાડી—ઇઠે તો માણુરો વિક્રય થાય હે.

કાળ૦—(સત્યકીર્તિને) એ! એ! એના હુ દામ પડેહે?

દક્ષીણી—[ મશ્કરીમાં ] એવડા સમધા ઘેઉન રેલા, તે એક

એ નવા પેદા ઞથા. (સત્યકીર્તી તરફ) સાગ ભાજ સાગ તો જરૂર ચેસીલ ( મંદહાસ્ય કરતો. )

સત્ય૦—અરે ભાઈ, આની દશ હજાર સોના મ્હોર મકશી.

કાળ૦—એજ કે બીજું કાંઇ, પણ હું કહીશ તે સઘળું કામ કરવું પડશે.

હરિ૦—અરે ભાઈ ! તમે જે કામ ફરમાવશો તે કરીશ પછી કાંઇ ! !

કાળ૦—ઠીક ત્યારે હું લઇ આવું એમ કહી જાય છે ને દશ હજાર સોના મહોર લાવી આપે છે. આ જોઇ સર્વ નીચું જોઇ શરમીંદા થઇ જતા રહે છે.

હરિ૦—લે ભાઇ નક્ષત્ર ? ( એમ કહી સોના મહોરો આપે છે ) હવે અયોધ્યા ભણી સુખેથી સીધાવ. ને વિશ્વામીત્ર રૂષીરાજને મારા પ્રણામ કેંજે.

નક્ષત્ર—(મહોરો લઇને) બહુ સારૂ ભાઇ, મારાથી જે તારો અપરાધ થયો હોય તે ક્ષમા કરજે, હવે હું જાઉં છું.

હરિ૦—ઠીક ભાઇ નક્ષત્ર ! સુખેથી જાઓ, રસ્તામાં જાળવીને જજો.

નક્ષત્ર—કાંઇ ફીકર નહી ( કહી જાય છે ને જતો જતો ) વર મરો કન્યા મરો પણ ગોરનું તો તરભાણું ભરો. ઢેડના પૈસા હોય કે ભંગીઆના હોય, તેમાં આપણને શી અડચણ છે. માણસ અભડાય છે. કાંઇ પૈસા અભડાતા નથી. હાઊએ તો ઠીક છે. ( કહી કુદકો મારતો જતો રહે છે પછી હરિશ્ચંદ્રને સત્યકીર્તી જુદા પડે છે. )

હરિશ્ચંદ્ર— ભેરવી મુસ્તેજાદ.

પ્રણામ હે પ્રિય સત્યકીર્તી, છેલારે પ્રણામ, છેલારે પ્રણામ;

સત્ય—( ગળે વળગીને ) નહી ઘટે મહારાજ, કરવું પ્યારા આમ
કરવું પ્યારા આમ.

આવીશ હું તમ સંગાથે, જાશો જેરે ઠામ, [૨]

નહીં વિયોગ સહું હું પ્યારા, આપનો હું આમ. [૨]

હરિ૦—મુજ સંગે આવવું, અયોગ્ય છે તમામ; [૨]

જાઓ સુખે નગ્ર ભણી, જ્યાં અયોધ્યા ગામ [૨]
પ્યારા પુત્ર નારીને, સુખી કરો જઇ ઠામ; [૨]
પ્રણામ છે પ્રિય સત્યકીર્તિ, છેલ્લારે પ્રણામ. [૨]
સત્ય૦—આપ નહીં બોલો પ્યારા, જાવા તણું નામ; [૨]
આવીશ સંગે આપની, કરવાને હું કામ [૨]
હરિ૦—કહ્યું માની મારૂં તમે, જાઓને સ્વધામ; [૨]
કરો નહી દુઃખી મુને, વધુ વદી આમ. [૨]
જો હઇશું જીવતા, તો મળશું કોઇ ઠામ; [૨]
પ્રણામ છે પ્રીય સત્યકીર્તિ, છેલ્લારે પ્રણામ. [૨]

કાળસેન—અરે આનું નામ તો કહો.

સત્ય૦—એમનું નામ હરિશ્ચંદ્ર છે.

કાળસેન—અરે એટલું બધું તે કોને આવડે. મારો બાપ પણ આટલું નો'તો શીખ્યો હુતો ફક્ત હરીઆ કહીને બોલાવીશ,

હરિ૦—બહુ સારૂ, જેમ તમારી ધ્યાનમાં આવે તે રીતે બોલાવજો.

કાળ૦—ઠીક! ઠીક!! હવે ચાલતું સે! હજુ તો મારે ઘણું કામ છે, ( સત્યકીર્તી પ્રત્યે ) અલ્યા હવે તું એમ ઉભો રહ્યો શું હાલ્યો જા તારે મારગે.

હરિ૦—( સત્યકીર્તિને ) પ્રીય ભાઇ સત્યકીર્તિ! હવે તું તારા પંથે પડ, અને ઘેર જઇ તારા સ્ત્રી પુત્રને મારા પ્રણામ કહેજે ભાઇ શોચ કરતો નહી, ઈશ્વર આગળ કોઇનું ડાહાપણ ચાલતું નથી. મીત્ર! અફસોસ મુકી તારાં બાળ બચ્ચાંની સંભાળ રાખજે, અને તેઓ સુખી થાય તેમ કરજે. જા ભાઇ, હવે આપણા છેલ્લા પ્રણામ છે (આ સાંભળી સત્યકીર્તીની ચક્ષુમાંથી અસરૂધારા વહે છે. હરિશ્ચંદ્ર ગદગદીત સ્વરે ) ઇશ્વર મેળવશે ત્યારે મળીશું, ( એમ કહી બંને જુદા પડે છે સત્યકીર્તી આંખો લુછતો લુછતો જાય છે. )

કાળ૦—( હરિશ્ચંદ્ર પ્રત્યે ઝાડુનો ટોપલો બતાવી ) લે હરીઆ, ઉપાડ ઝાડુનો ટોપલો સાસ વેલો થા, (હરીશ્ચંદ્ર ટોપલો માથે મુકે છે ને ઝાડુ બગલમાં સારે છે. કાળસેન પોઇશ [કહી જાય છે.]



## પ્રવેશ ૩ જો.

### પ્રથમ અગ્નીસેનનું ઘર.

પાત્ર—અગ્નીસેન, જમનાબાઈ, તારામતી, રોહિતાશ્વર અને કેટલાક છોકરા.

અગ્નીસેન—(તેની સ્ત્રી રસોડામાં છે તેને) અલી, ઓ અલી જો બહાર આવને તું શું કામ કરે છે?

જમના—શું કહો છો; હુંતો રાંધુ છું.

અગ્ની૦—બળ્યું તારૂં રાંધવું રાંડ, બોલાવીએ છીએ તો આવતી નથી.

જમના—આ આવી સ્વામીનાથ [ આવીને ] બોલો શું કહો છો?

અગ્ની૦—આ તારે સારૂ દાસ દાસી લાવ્યો છું. કેમ તારી શી મરજી છે?

જમના૦—ઠીક કર્યું સ્વામીનાથ લાવ્યા તે ઘણું સારૂં કર્યું. પણ તેના કેટલા દામ આપ્યા?

અગ્ની૦—( જરા ગુસ્સેથી ) રાંડ તેની તારે શી પંચાત છે, ગમે તે આપ્યું તારે શું કામ છે? તને પુછવાની કાંઈ અગત્ય નથી તને આંહી બોલાવી ત્યારે પુછપરછ કરવાને બેઠી, [જરા તોછડાઈથી] જા અહીંથી રાંડ, જાણે ચાંપલી ઘાંચણ, ખસ જા દીસતી રહે [ એમ ધુતકાવી કાઢે છે, જમુના મુગા મોહોડે જઈ રસોઈ કરવા બેસે છે તારામતીને જોસથી ] તારા! દરરોજ તારે વહેલું ઉઠવું, ને ગાય બેંસને દોવી, તેનુ છાણુ વાસીદું કરવું પછી તેને ચારો નીરવો, પાણી બાણી પાવું, પછી ઘરમાંથી ઘઉં, બાજરી વીગેરે આપે તે દળવું પાણી વાસીદું કરવું પુજાના સર્વ પાત્ર ઉટકવાં તે સઘળું થઈ રહે ત્યારે બીજું ઘરનું પરચુરણ કરવું હો!!!

તારા૦—[ હાથ જોડી ] બહુ સારૂ મહારાજ આપની તથા મારી બાઈની આજ્ઞા પ્રમાણે વરતીશ.

અગ્ની૦—[રોહીતને] અલ્યા રોહિત તારે મારી પુજા માટે દરરોજ બીલી પુષ્પ લેવા વનમાં જવું. અને આ ગાયો તથા વાછરડાને ચરાવવા જવું. [ એટલામાં કેટલાક છોકરાઓ આવે છે અગ્નીસેનને. ]

છોકરા—અગ્નીસેનને કાકા, અગ્નીસેન કાકા, આજે આપણી કાકીને ફુલ લેવા મોકલો છો કે? [ એમ કહી મંદહાસ્ય કરે છે. ]

અગ્ની૦—( જરા ચીરડાઇને ) અરે લુચ્ચાઓ, જરા વીચારીને તો બોલો કાકી તમારી કે મારી ?

છોકરા—( કાનની બુટ આંબળીને ( ભુલ્યા, કાકા ભુલ્યા, આપ ફુલ લેવા આવો છો ? કે અમારી કાકી ?

અગ્ની૦—આજે એમથી એક આવવાના નથી, પણ તમારી સાથે આ છોકરાને મોકલું છું. તેને તમે લઇ જાઓ, ( રોહીતને બોલ્યા રોહીત, જા આ છોકરાઓની સાથે બીલી પુષ્પ ને દર્ભ લેવા માટે લઇને વહેલો આવજે, જેજે રસ્તામાં રઝળવા રહેતો.

છોકરા—કાકા આ છોકરો તમે કયાંથી લાવ્યા.

અગ્ની૦—ભાઇઓ એક દાશી ને આને ખરીદ કર્યા છે તમે આને તમારી સાથે રોજ બીલી પુષ્પ લેવા લઇ જજો.

છોકરા—ઠીક કાકા ત્યારે તો અમને ઘણી ગમત પડશે. [ રોહીતને ] ચાલ ભાઇ રોહીત ! વહેલો થા.

તારા૦—[ આ સાંભળી ] મહારાજ ! મારા લઘુ બાળકને ભયાનક સ્થાનપર નહીં મોકલતા તેને બદલે હું જવા તૈયાર છું

અગ્ની૦—[ જરા રક્ત નેત્રે ] નહીં નહીં તારા ! એ કામ તારૂં નથી અને તારે વચમાં બોલવાની કાંઇ જરૂર નથી, મારી ધ્યાનમાં આવશે તે કરીશ, મેં તને તથા તેને કામ કરવા સારૂ રાખેલાં છે, બેસાડી મુકવા નથી રાખ્યાં, ખબરદાર ! જો આજ પછી બોલી તો. ઝટ જા, ને તારા કામે વળગ્ય, [ રોહીતને ] રોહીત જા. આ છોકરાઓની સાથે, ને બીલી પુષ્પ લઇ વહેલો આવ.

રોહિત—બહુ સારૂં શેઠજી, આપનો હુકમ ઉઠાવી આ ચાલ્યો.

અગ્નીસેન—[ પોતાની બાને ] અલી એ સાંભળે છે કે ? હું બજારમાં જઇને આવું છું.

જમના—[અંદરથી] બહુ સારૂં સ્વામીનાથ ! વહેલા પધારજો.

અગ્નીસેન—ઠીક [ એમ કહી જાય છે ] રોહીત જવા માટે પોતાની માની આજ્ઞા માગે છે. એટલે તારામતી તેને છાતી સરસો ચાંપી શીખામણ આપે છે.

તારામતી—ચંદ્રમુખીને એકલી છોડીને આવ્યો અહીં એ રાહ.
પુત્ર મારા સુણતું, એક શીખ માહરી;
જા તું આ શીશું સંગાથે, સેવા બજાવા તાહરી. પુ૦

રેજે સહુ શીશુની સાથે, જઇશ નહી તું એકલો;
દોડીશ નહિં ત્વરા કરીને, પુષ્ટ રહીને એકલો. પુ.
જતો નહીં તું આવો પુત્ર, શિશુ સંગ છોડીને;
સંભાળજો મમ પુત્રને, નમુંછું શિશ કર જોડીને. પુ.
વિનતી મારી ઉર ધારી, સાહ્ય કરો સંભુ તમે;
કષ્ટ મારાં કાપો ભોળા, આપને દાષી નમે. પુ.

છોકરાઓ—[ તારામતી પ્રત્યે ] કેમ બાઇ, તારા પુત્રને મોકલે છે કે નહી ? ના મોકલતો હોવ તો અમે અમારે જઇએ, કારણ કે વધારે વખત થાય તો અમોને અમારા માલેકનો ઠપકો મળે.

તારામતી—ભાઇઓ તે આવે છે. તમે તમારા ભાઇબંધને સારી પેઠે સાચવીને લઇ જજો તેને તમારાથી જરા પણ અળગો કરતા નહીં. [ રોહીતને ] જા બેટા રોહીત આ તારા નવા મીત્રો સાથે.

રોહીત—[નમીને] સારૂ માતુશ્રી જાય છે, તારામતીને અંદર બોલાવાથી અંદર જાય છે.



## પ્રવેશ ૪ થો.

### સ્થળ કાળસેનનું ઘર.

પાત્ર—કાળસેન, રંગુડી અને હરિશ્ચંદ્ર.

[ કાળસેન તથા હરિશ્ચંદ્રને ઘરમાં આવતા જોઇ ]

રંગુડી—(ક્રોધાવેશમાં) મારા રોયા, ફાટી પડયા, તારી પીટણી પાડુ. આ ચીઆ તારા બાપને હાથે લાવ્યો છું. ઘરમાંતો સે નહીં ને વળી લોકોને હાથે લેગો આવેશ, (એમ કહી મારવા દોડે છે, તેને હરિશ્ચંદ્ર ખાળે છે. તેથી હરિશ્ચંદ્ર પ્રત્યે) મારા પીટયા, કોણ તું મને ખાળનારો ? નીકલ મારા ઘરમાંથી જુહાર. તને તે આંહી પેસવા સેજે.

કાળ૦—અરે હાંભળ તો ખરી, આમ એકદમ હું ખીજવાતી ઓહો ! ! એતો આપણો ગુલામ સે મે એને વેચાતી લીધો કારણ કે તુંને કામ કરતાં મહેનત પડશે, તેથી કરીને લાવ્યો સું.

રંગુડી—સ્વામી મારા છો સોહામણા એ રાહ.
શુંઓ લિધ્યો આવો ગોલામ રાખવો. નોતા પહેલા તારી પાહ; [૨]
કડલા ઘડાવા મેં કહ્યું તુંને, ત્યારે કીધી નિરાહ. [૨]

ખાવા તને ક્યારે આપું હું, કડબા ધડાવી લાવ્ય; [૨]
નહીં તો જઈશ હું પીયર ભણી, અહી હાંલ્હડી મહાંવ્ય. મુ.
કાળ૦—શાને રીસાય મારો સુંદરી, લાવું હવેં આ આ વાર; [૨]
ગુલામ તારાને આમ હું કરે, કુશું પ્યારી નાહાર. [૨] શાને.
રીહાનું મુર્ખની હંમ હું, ઓ મારી સતુર નાર. [૨]
પાવ પડીને તુજને નમું, નમુ નમુ હત વાર. શાને.

લાવ ચેમ હવે રોટલો બોટલો, ખાવા આપેસચે કેમ ? આપે તો ખાઇને મહાણુમાં જાઉ.

રંગુડી—ખાવા ક્યાણે આપું કે આને જેની પાહેથી લીધો હોય તેને પાસો આપી આવે તાણે નહી તો ખાવા પીવાનું ન મળે.

કાળ૦—ઠીક ! ઠીક ! ! એને એના ધણી પાહે મુચીને આવીહ પસે કાંઇ ! લે લાવ્ય મારી બાપુડી લાવ્ય તને પજે લાગુ, ( કર ભરવાની રંગુડી રોટલો લેવા જાય છે, એટલે મનમા ) જો આને આંહી રાછીશ્ર તો આ રાંડ બીસારાને ધડી પણ ઝંપવા નહી દે. માટે તેને મહાણુમાં રાછવો, તે ત્યાં પડી રેહે, ને મુડદાના જે સોખા આવહે તે ખાહે, ( એટલામાં રંગુડી રોટલો લપને આવે છે ને કાળસેનને આપે છે. કાળસેન બીતો બીતો હરિશ્ચંદ્રને ખાવા સારૂ બોલાવે છે.

કાળ૦—(હરિશ્ચંદ્ર પ્રતે) આવ હરીઆ કડકો રોટલો ખાઇ લે પછી આપણે મહાણમાં જઇએ.

હરિ૦—બહુ સારૂ ( પોતે ભુખ્યો ) હોવાથી તેના ભેગો બેશી ખાય છે. ખાઇ રહ્યા પછી કાળસેન )

કાળ૦—હરીઆ. આ કુલ્લો ને સાવરણો લઇ લે, હાલ વહેલો થા. હરિશ્ચંદ્ર સુલ્લો સાવરણો બગલમાં રાખી કાળસેનની સાથે મસાણમાં જાય છે.



## પ્રવેશ ૫ મો.

### સ્થળ—વિશ્વામીત્રનું વિચાર ભુવન.

પાત્ર—વિશ્વાત્ર એકલો.

વિશ્વા૦—( નિરતેજ ચહેરે ઉંડા નિસ્વાસ નાખતો પશ્ચાતાપ કરે છે. )

મેં તેને ન સહેવાય તેવા કષ્ટ આપ્યાં પણ તે મુજી સર્વ સહન

કરી પોતાની નેમને ન ચુકયો. આખરે વશિષ્ટની વાત ખરી ઠરી, અને હું ઈંદ્ર સભામાં જુઠો ઠર્યો, મેં મુર્ખાઈએ સર્વ જાણવા છતાં ખોટી હઠ લીધી તો આખરે હું જુઠો ઠર્યો. અને વશિષ્ટની વાત સાચી પડશે અને આખી સૃષ્ટિમાં અંઘ હું પદભ્રષ્ટ જેવો બની જઈશ. હવે શો ઉપાય યોજવો કે મારી હઠ હઠી શકે નહીં (જરા વિચાર કરી) ઓહો !!! હું આટલામાંજ હાર પામ્યો ! અરે હજુ તો ઘણો સમય બાકી છે, હવેજ ખરી મજા પડશે, ને આપણું કામ બીન હરકતે પાર ઉતરશે, તેઓ ચારેને જુદા તો પાડયા છે હવે દરેકને દુઃખ સાગરમાં ડુબાડવાની યોજના પાર ઉતારૂં હેરાન થશે એટલે સેજમાં આપણે વશ થશે, અને પછી કાષ્ટના પુતળાની માફક જેમ નચાવીશું તેમ નાચશે. તે દુઃખ પામશે, ને આપણો રંગ જામશે (એમ કહી આકાશ ભણી જોઈ અરે આમ વિચાર-માંને વિચારમાં સંધ્યાનો સમય થયો પણ તેની કંઈ ખબર રહી નહીં માટે ચાલ તે તો હાલ કરૂં પછી જેમ થવાનું હશે તે થશે (એમ કહી સંધ્યાની સામગ્રી સજવા જાય છે) હાલમાં રોહિત વનમાં દર્ભ તથા બીલી પુષ્પ લેવા ગયો છે તેને હું સર્પ થઈને ડસું પછી શું થાય છે તે જોઈ વળી બીજો ઉપાય રચીશ.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—અરણ્ય.

પાત્ર—રોહિતાશ્વ અને બીજા છોકરાઓ.

૧ છોકરો—[વગડામાં આવીને ભાઈ રોહિત, તું આંહી ઉભો રહે, અમે સૌ દર્ભ અને બીલી પુષ્પ લાવીએ છીએ તેમાંથી તારે જોઈશે તેટલા તને અમો આપીશું. તું કાંઈ અહીંથી જઈશ નહીં હો ભાઈ !!

રોહિ૦—બહુ સારૂં ભાઈ જાઓ, હું અહીંજ ઉભો છું (એ સાંભળી સર્વ છોકરા જરા દુરના ભાગમાં દર્ભ દેખીને મનમાં લાવને જરા આંહીથી દર્ભ ચુંટી લઉં એમ કહી દર્ભ ચુંટવા માંડે છે ચુંટતા ચુંટતા એક મોટો નાગ આવી રોહિતના પગને) અંગુઠે જોરથી ડસે છે. થોડીવારે તેનું ઝેર ચડે છે, તેથી ભોંય ઉપર પડી પોતાના મીત્રોને.

દયાળુ દેવ, કૃપાળુ તું એ રાહ.

મીત્રો મારા, આવ્યો પ્યારા, બહુ તારા થયા ન્યારા. એ રાહ,
ડસ્યો મુને, આંટી ઝેરી સર્પ, ગયો લેવા હું તોરે દર્ભ; મી.
કે'જો મુજ માતને ભાઇ, મુઓ છે પુત્ર તુજ બાઇ. મી.
નહિ કરવા, દેજો શોક, કરો જેમ તે, પામો સંતોષ. મી.
નહી હીંડવાની, મુને આય, કરી કેમ હું, આવું ત્યાંય. મી.
હવે મારા તમોને પ્રણામ, સકે જગતને, હવે રામરામ. મી.

( રોહીતનો સ્વર સાંભળી સર્વ મીત્રો દોડી આવે છે. તેને એમ બોલતો બંધ થાય છે, એટલે તેના મીત્રો. )

સર્વ છોકરા—( શોકાતુર ચહેરે, )

રાહ સીતાના મહીનાની.

અરે ! મીત્ર વિવેકી, અમને મુકીને ક્યાં ગયો;
નહીં આવી દયા તુને કાંઇ, છોડી પ્રિત ક્યાં રહ્યો.
હતો ડાહયો સુગુણ ભંડાર, ચતુર વિચક્ષણો;
બહુ બુદ્ધિશાળી ભાગ્યવાન, તારી માએ તું જણ્યો.
જઇ કહીશું શું તારી માત, અરે ઓ ભ્રાતરે;
અહીં મુકી કેમ જવાય, એકલડો રાતરે.
કેમ કરીએ નહીં ઉપાય, તાબેદાર છઇએ અમો;
જરા જઇએ જો મોડા ત્યાંય, શેઠ અમને દમે.
લાચારીથી જઇએ સહુ, તુને મુકી તાંયરે.
તુને મુઓ દેખીને આજ, કંપે અમ [illegible]રે.

રૂદન કરતા ને ઉંડો નિશ્વાસ નાખતા અગ્નીસેનને ઘેર સરવે છોકરા નિસ્તેજ મુખે આવે છે.

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—અગ્નિસેનનું ઘર.

પાત્ર—અગ્નીસેન, જમનાબાઇ, તારામતિ અને પાછળથી છોકરાઓ વીગેરે.

તારામતિ—( પોતાનો સમય નમળો આવેલો જોઇ ઇશ્વર સ્તુતિ કરે છે એ હાથ જોડીને. )

દુઃખ હરતા થઈ દુઃખ કેમ આપે—એ રાહ.

અહો ઇશ તેં આ દિનને શું કીધું,

દુઃખી કીધાં કેમ તે અમનેરે. ટેક.
રાજ્ય હરયું ને સુખ હરયું તેં કષ્ટ દીધું તેં બહુ અમનેરે, અહો.
કરાવ્યો વિક્રમ મને પુત્ર કેરો, કરી પીયુથી અળગા અમનેરે. અ.
સ્વામી આપો હરિચંદ્ર ભવોભવ, એવી અરજ કરૂં હું તમનેરે. અ.

(એવામાં અગ્નીસેન બહારથી આવે છે. તે તારામતિને કામ વગરની જોઇ.)

અગ્નીસેન—(રક્તનેત્રે) કેમ અલી તારા ? તું કેમ નવરી બેશી રહી છે! શું તને બેસારી મુકવા લાવ્યો છું ? કેમ મારાં પુજાના વાસણ અજવાળ્યાં કે ? (એટલામાં છોકરાઓ મલીન મુખે રોહિતના મૃત્યુની ખબર દેવા આવે છે, રોહિતને નહિ દેખવાથી છોકરાઓને) અલ્યા છોકરાઓ રોહિત ક્યાં ? કેમ તેને એકલાને રખડતો મુકીને આહીં આવ્યા ? કોઇ ભુલો પડશે તો ? મેં એને પ્રથમથી કહ્યું હતું કે રખડવા રહીશ નહી. પણ તે નાદાન છોકરે મારૂં કહેલું બીલકુલ માન્યું નહિ (છોકરાઓ પ્રત્યે) છોકરાઓ ! તમે કેવા મુરખ ! ! કે એને રડવડતો મુકીને આવ્યા.

૧ છોકરો—અગ્નીસેન કાકા, તમે અમારી વાત સાંભળ્યા વિના શું બકબક કરો છો ? અમે તેને એકલો મુકીને નથી આવ્યા.

અગ્નીસેન—શું ત્યારે બીજાને સોંપીને આવ્યા છો ? તમારે એવડી શી ઉતાવળ હતી, કે એને બીજા અજાણ્યાને સોંપીને આવતા રહ્યા.

૨ છોકરો—(જરા ગદ્‌ગદ કંઠે) બીજાને સોંપીને પણ નથી આવ્યા (એમ કહેતાં આંખમાં નીર ભરાઇ આવે છે.)

અગ્નીસેન—ત્યારે શું તે તમારી પુંઠે આવે છે ? (એકદમ સર્વ છોકરાની આંખમાંથી દડદડ આંસુની ધારા છુટે છે તે જોઇ તારામતિ)

તારામતિ—(જરા અધિરાઇથી) બાઇ બોલોને કેમ બોલતા નથી ? તમે રૂઓ છો કેમ ? શું તમને મારા રોહિતે માર્યા છે ?

છોકરાઓ—(વધારે આંસુથી) ના બાઇ ના. તેમાંનું કશુંએ નથી. (એમ કહી છાતીફાટ સરવે રડે છે.)

અગ્નીસેન—અલ્યા રૂઓ છો કેમ ! જે હોય તે ઝટ કહીદો શું તમે તેને રીસાવ્યો, તેથી હઠીલો થઇ આવતો નથી !

વડો છોકરો—(સજળ નેત્રે) અરે કાકા, અમે તેની શી વાત કહીએ કહેતાં અમારી જીભ ઉપડતી નથી.

તારામતિ—બાપુ જે હોય તે જલદી કહો. મારા જીવને વિ-હવળ ના કરો.

છોકરાઓ—અરે બાઇ અમે કેમ ના મુઆ જો મુઆ હોત-તો આવા માઠા સમાચાર દેવા ના આવવા પડત.

તારામતિ—(કરૂણાસ્વર) અરે મારા વહાલા બંધુઓ મારા રોહિતનું શું થયું? તે મને જલદી કહો.

અગ્નીસેન—શું તે કહી જતો રહ્યો! તમે તેને કેમ જવા દીધો?

૧ છોકરો—અરે કાકા તેમાં અમે શું કરીએ, એને અમે પકડીને ખેંચી ગયા. એ તો બિચારો નોતો જતો.

તારામતિ—( આ સાંભળી ) અરે હાય!! શું મારો રો-હિત મરી ગયો? (એમ કહેતાંજ મુરછાગત થાયછે. થોડીવાર શુદ્ધી માં આવી સજળ નેત્રે) અરે ભાઇઓ મારો પુત્ર સાથી મરણ પામ્યો.

૧ છોકરો—ભલીબાઇ, તે દર્ભ લેવા ગયો, ત્યાંતેને સરપ ડસ્યો.

અગ્નીસેન—(આ સાંભળી છાતી કુટતો] અરે હાય! હાય? મારા રૂપૈયા ખર્ચ્યા પાણીમાં ગયા! હજી ખરીદ કરે ઝાઝા દીવસતો થયા નથી તે આટલામાં તો એક ઓછો થયો પ્રથમથી આવું જા-ણ્યું હોય તો ધુળમાં નાંણા નાખી દેત નહી (એમ કહી ઉંડો નિ-સ્વાસ મુકે છે.]

જમનાબાઇ—(અગ્નીસેનને પ્રત્યે તમે તો તમારા પઇસાને રડો છો પણ આ બિચારીનો છોકરો ગયો તે કાંઇજ નહી? પઇસા ગયેથી તમારા જીવને શોક થયો છે! તો તેનો પુત્ર મરણ પામ્યો તેથી તેના જીવને કેટલો કલ્પાંત થતો હશે?

અગ્નીસેન—ત્રાડીને અરે રાંડ પઇસા પેદા કરતાં કેટલીક મહેનત પડેછે! પઇસો હોય તો એક કરતાં અનેક છોકરા, છોકરાં શું કરે છે? [illegible] ઉલટો સંભાળવો મટયો.

તારામ[illegible] સજળનેત્રે કલ્પાંત કરે છે) અરે અભાગીઆ સરપ [illegible] કાળ કુ[illegible] અરે દુષ્ટ અમારા બાળક ને ડશ[illegible] અ[illegible] શું [illegible]યું? અરે જો વે[illegible] હૃદયના હાર રોહિત! [illegible] હાય પુત્ર

હવે હું તારૂં મુખ ક્યારે જોઈશ ? અરે કીનખંધુ ઇશ્વર ! તું અમારા ઉપર એકાએક કોપાયમાન કેમ થયો છું ! અમે એવો શો તારો ગુનો કીધો છે, જેથી ઉપરા ઉપરી દુઃખ આપ્યા કરે છે.

અગ્નીસેન—અરી તારા ઉઠ જા નાહી લે, ને ઝટ ઘરના કામે વળગ સોચ શા માટે કરવો જોઇએ. પંચભુતનું પુતળું હતું તે પાછું પંચભુતમાં ભળી ગયું, તો તેનો શોચ શો

જમનાબાઈ—(નર્મતાથી) ભલીબાઇ ઉઠ બાપુ નાહી લે. હવે કાંઇ દેખવાનું નથી. મૃત્યુની પાછળ આંસુ તથા લીંટ પાડીએ તે મૃતકને ખાવું પડે છે માટે તેની પાછળ આંસુ ન પાડવા જોઇએ

તારામતિ—(ગદગદ કંઠે) બાઇ આપની વાત ખરી છે સઘળા રૂઝાય છે પણ અંતરનો ઘા કરોડ ઉપાયે રૂઝાતો નથી. (છોકરાઓને અરે પ્રીય બાળો મારા રોહિતને તમે ક્યાં પડતો મુકીને આવ્યા છો તે જરા કૃપા કરી બતાવશો ?

છોકરાઓ—અરે બાઇ અમોને ઘણો વખત થયો છે માટે અમારાથી તારી સંગે નહી અવાય પણ જો તારે ત્યાં જવાની ઇચ્છા હોય તો અમે તને નીશાની બતાવીએ ત્યાં તું તારી મેળે જા.

તારામતિ—ઠીક ભાઇ ત્યારે તેમ કરો.

અગ્નીસેન—અરે તારા, તું ત્યાં જવાની બીલકુલ આશા રાખીશ જ નહિ કેમકે એક તો ગયો ને તેની સાથે તું પણ જા, એટલે પત્યું કહેવત છે કે રળીઓ રળી આવ્યા ને સોના સાટ કરી આવ્યા પણ હું કાંઈ એ પ્રમાણે કરનાર નથી.

તારામતિ—મહારાજ કૃપા કરી મને ત્યાં જવા દો, હું મારા પુત્રની લાશને ઠેકાણે કરી સત્વરે પાછી આવીશ.

અગ્નીસેન—(જરા ક્રોધથી) નહીં ! નહી ! ! એ વાત કદી નહી બને. ગીધ, ગરજણ અને કાગડાઓ મળી, તારા પુત્રની લાશને ઠેકાણે પાડશે તારે ત્યાં જવાની જરૂર નથી.

જમનાબાઇ—જવા દો બીચારીને, તેના પુત્રને અગ્નીદાહ દઇને ઝટ પાછી આવશે.

અગ્નીસેન—બેશ રાંડ વળી તું એને ટાઢી કરાવી ! તારે તો ઠીક છે, નાગે કુલે નગારાં, પૈસો પેદા કરતા મને જોર આવે છે, તારે તો બેઠા બેઠા વાગોળની પેઠે ખાવું છે કાંઇ સંતાપ !

તારામતિ—(કરગરીને) મહારાજ હું આપને શરણે નમું છું આપ મને મારા પુત્ર પાસે જવાદો તેનું મૃતક કારજ કરી જરૂર

પાછી આવીશ ( એમ કહેતાં આંખમાંથી આંસુની ચોધારા છુટે છે તે દેખી અગ્નીસેનને દયા આવે છે. )

અગ્નીસેન—તને રજા તો આપું, પણ તું નાશી જાય ત્યારે મારે તને શું કરવું! ને ક્યાં શોધવી!

તારામતિ—નહી નાશી જાઉં મહારાજ! આપ મારો ભરોસો રાખો, હું એકજ માબાપની દીકરી છું. અતી સંકટ પડે પણ એવું કંઈ તેમ નથી.

અગ્નીસેન—પણ મને તેની શી ખાતરી થાય,

તારામતિ—જો હું નાશી જાઉં તો મને સુર્યનારાયણના સોગન છે.

અગ્નીસેન—જા ત્યારે. વહેલી આવજે, જાણે ગઇ નથી, (છોકરાઓ ) બતાવો છોકરાઓ તેનું ઠેકાણું.

છોકરો—સાંભળ બાઇ તારા! અહીંથી સીધે સીધા જતાં એક મોટો જંગી વડ આવે છે ને ત્યાંથી થોડે દુર જતાં વન આવે છે, ત્યાં પ્રથમ દર્ભ ઉગેલુ છે. ત્યાં આગળ તારો પુત્ર ચતાપાટ પડેલો છે.

તારામતિ—( છોકરાઓ પ્રત્યે ) બહુ સારૂં ભાઇઓ, ( અગ્નીસેન પ્રત્યે ) મહારાજ, હવે મને જવાની આજ્ઞા છે!

અગ્નીસેન—હા, જાને વહેલી આવ, ( તારામતી રૂદન કરતી જાય છે.

જમનાબાઈ—ચાલો સ્વામીનાથ, નાવાને પાણી થયું છે માટે નાહી લ્યો.

અગ્નીસેન—હા, ચાલો. ( છોકરાઓ પ્રત્યે ) છોકરાઓ થોડા બીલીપુષ્પ ને દર્ભ મુકીને જાઓ,

છોકરાઓ—બહુ સારૂ કાકા, લાવો વાસણ. ( જમનાબાઈ વાસણ લઇ બીલીપુષ્પ તથા દર્ભ લે છે, ને છોકરાઓ જાય છે. જમના તથા અગ્નીસેન અંદરના ભાગમાં જાય છે.

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—રસ્તો.

પાત્ર—વિશ્વામીત્ર એકલો.

વિશ્વામિત્ર—( જરા હાસ્યવદનથી ) તારામતી રોહિતને અંગ્નીદાહ દેવા સારૂ અગ્નીસેનના ઘરમાંથી નીકળી ચુકી છે હવે આપણે

કાર્ય ફાવશે અને આપણી તદબીર કામ લાગશે. રોહિતની મૃતકાયા ફરી પાછી તે આ રસ્તેથીજ જશે. માટે કાશીરાજાના પુત્રને મારી આ રસ્તામાં મુકુ કારણ કે તે સતી દયાળુ છે તેથી તેને જોવા બેસશે, અને આપણે એક બાજુ કાશીરાજાના દરબારમાં જઈ, તાલમેલ લગાવી, તેને અચ્છી રીતે ભરમાવીશ, એટલે તે તેના સીપાઈઓને તેને પકડવા માટે છોડશે. જેથી તેને ત્યાં બેઠેલી જોઇને પકડી જશે. અને જ્યાં હરિચંદ્ર મસાણમાં છે ત્યાં તેનો હાથેજ તારામતિનો વધ થશે. એ વખતે હરિચંદ્રને સત્ય છોડવા કહીશ, એટલે તે દુઃખથી કાયર થયેલો ઝટ માની દેશે, ને વધ કરવા ના પાડશે ( ખુશી થતો ચાલ ઝટ ધરમના કામમાં ઢીલ શી ! વિચાર કરે કાંઇ દી વળવાનો નથી, ( એમ કહી જાય છે, ને કાશીરાજાના પુત્રને ઉંઘતો ઉચકી લાવે છે, ને તેને ગળચી દાબી મારી નાંખે છે, ને ત્યાં મુકી જતો રહે છે. )

## પ્રવેશ ૯ મો.

સ્થળ—અરણ્યમાં રોહિતના શબનું સ્થાન

પાત્ર—તારામતિ તથા રોહિતનું શબ.

છોકરાઓએ તારામતિને નીશાની બતાવી છે તે પ્રમાણે ધારતી ધારતી જ્યાં રોહિત મતાપાઠ પડ્યો છે, ત્યાં આવે છે તે સબ દેખી એકદમ મુર્છિત થઇ ભોંયપર પડે છે. થોડીવારે જરા શુધિમાં આવી રોહિતનું માથું ખોળામાં લઇને,

તારા—( કરૂણાસ્વરે રોહિતના સબને ) :અરે રામ ! પ્રાણ કરતાં વહાલા પુત્ર ! તારી આવી દશા ! ! કોઇ દીન તું કીનખાબની તળાઇ વિના સુતો નહી તે આવી કઠણ જમીનપર સમવત થઇ પડ્યો છું ! ઉઠ બાપુ તારી દુઃખી માતાની સંભાળ લે, (કેમ બોલતો નથી પુત્ર, એકવાર તો તારા મધુર સ્વરથી માતા એવો તો ઉચ્ચાર કરી ઉઠ બેટા ઉઠ. તારી દુખણી માને ના ટળવળાવ ? ( તેને ઉઠાડવા જાય છે પણ તે નહી ઉઠવાથી ચોધારા આંસુએ )

બહુતર બણીને બણી રવા બણનારારે—એ રાહ.

ક્યાં ગયો મુને મૂકીને, પુત્ર પ્યારારે; એ ટેક૦

રડવડતી કોધી આ દુખીને, ચક્ષુ તારારે;

હતો આધાર એક તાહરો પુત્ર,

સ્થંભ તુટ્યો તું માહરો, ચક્ષુ.

હોત જો તુજ પિતા પાસ, પુત્ર;
તો સુખની રે'ત કાંઇ આશ ચક્ષુ;
કોણ જાણે તે ક્યાં હશે, પુત્ર,
હવે આ જીવ માહરો જશે ચક્ષુ;
નહી આવી દયા તારી માતની પુત્ર.
કેમ સુતો તું અહીંયાં શાંતીથી ચક્ષુ,
એક વાર તું બોલ મુજ સંગ પુત્રઃ
દશા તારી જોઇ કંપુ અંગ, ચક્ષુ,

( રોહિતના મુખ તરફ નીહાળીને ) બાપુ કેમ બોલતો નથી ? જરા મધુર સ્વરથી મામા એવો તો ઉચ્ચાર કર, અને વા'લા ઉઠ તારી કોમળ કાયામાં કાંકરા ખુચતા હશે, તને આંહી કઠણ જમીન ઉપર પડી રે'વું કેમ ગમ્યું,

પ્રીય મિત્ર હવે શુંરે કરવું—એ રાહ

પુત્ર રોહિત બેઠો થાને, કેમ તજી દુઃખીણી તારી માને;
તુંને જોઇ વિસારતી દુઃખ, હવે કેમ પામું અંગે સુખ.
પુત્ર જનમ ધરી દીઠું દુઃખ, નહી તુજ કરમમાં સુખ;
કેમ વેરી થયો અરે તુંવો. કેમ વિસારી મા આમ સુતો.
અખંડ ઉંઘ તું અંગે ધારી, હાય બાપ દશા થી આ તારી;
ઓ વિધાત્રી તું થઇ વેરણ મારાં કીયા ભવનું સાટું વાળ્યું ભારી,

અરે દિનબંધુ દયાસાગર, નોધારાના આધાર તું કૃપાળુ થઇ કેમ મારી ઉપર દયાહિન થયો છું ? એવો મેં તારો શો અપરાધ કર્યો છે કે ઠરી ઠામ બેસવા દેતો નથી અધુરામાં પુરૂં, તેં મારા પ્યારા બાળકને પણ તારી પાસે બોલાવી લીધો. અને તેનો તને શો ખપ પડયો.

હમકુ છોડ ચલે બન સાધુ—એ રાહ.

કષ્ટ હરા થઇ આપે, આ દિન દરાને દુઃખી કરીરે,
શોરે અપરાધ કીધો નાથ તમારો, જરીએ ન બેસવા દીધી ઠરીરે કષ્ટ,
હતી હજારોપર હુકમની કર્તા, ફરતા દાસી દાસ મુજ કનેરે;
છીંક આવે ખમા ખમારે કાતી દોડી આવી પુછતાં તે મનેરે, કષ્ટ.
શું થયું બાઇ કહોને અમારી, જરાબ લઇને જતા દુરરે;
માગતાં પે'લાં હાજર સર્વ થાતું, જમતાં હમેશાં પકવાન ફુરેરે. કષ્ટ.
તેની દશા તમે કેમ આવી કીધી, વળી બનાવી પરની દાસીરે;
સ્વામિનો પણ વિયોગ કરાવ્યો, વન રખડમાં વેઠી ભુખ પ્યાસીરે. કષ્ટ;

કષ્ટ સઘળા અમે અંગે અમારા. વેચાણા કાશી બજારે તમેરે;
બાકી હમ મુજ પુત્ર હરી લીધો, શું કહીએ હરી તમને અમેરે, કષ્ટ.
શીરે પડી ખોટ આપ દરબાર, શું સેવક તન ખુટી ગયારે;
હા ! હવે દુઃખી દીન કેમ જાશે ! કેમ હજુ પ્રાણ મુજમાં રૂઘારે કષ્ટ.
હવે બોલાવી લે પ્રભુ મુજને, તુજને કહું હું પ્રણામ કરીરે;
અરજ મારી આટલી કર ધરને, કર નહી વિલંબ તું કાંઈ જરીરે. કષ્ટ

( આંસુ લુછી નાખી રોહિતના સબને ખભા ઉપર નાખી ) ચાલ જીવ હવે આહી બેસી રહે કાંઈ દી વળવાનો નથી. તેને શમશાન ભુમીમાં લઈ જઈ અગ્નીદાહ દઈ આવું. અને સત્વર પાછી મારા શેઠના ઘરે જાઉં, (એમ કહી શમશાન ભુથી તરફ જાય છે. )

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—કાશી રાજાનો દરબાર.

પાત્ર—સત્યકેશી, દયાદત્ત સુરસેન, ગુણકા, પ્રતિહાર અને દયાનંદ ( વિશ્વામિત્રનું સ્વરૂપ) વિગેરે.

સત્યકેશી—કેમ પ્રધાનજી. કાલ રોજ નાટકવાળાએ સારો ચીતાર દેખાડયો. નાટક નવરસથી ભરપુર અને સોળ કળાથી સંપુર્ણ હતો તેની અંદરના દરેક વિષય તો બોધ લેવા લાયકજ છે જ્યાં જ્યાં જે રસ આવતો ત્યાં ત્યાં તે રસ અતિ સરસ રીતે ભજવતા હતા.

દયાદત્ત—હા મહારાજ ! એના જેવી મંડળી આખા હિંદુસ્તાનમાં પણ કોઈ નથી દરેક જનો તેની ભારે સ્તુતિ કરે છે. જ્યાં જ્યાં હું જાઉં છું. ત્યાં ત્યાં હું તેના વખાણ શિવાય કાંઈ પણ સાંભળતો નથી શું તેના અધિપતિનો રોફ તથા કડફ ! તેનો દબદબો તો જાણે એક નાનકડું રાજમંડળ.

સુરશેન—અને શી તેના એકટરની ખુબી ! અને શો તેનો મ્હેરવેશ ! હા હા ! ! ! હું તો તે જોઈનેજ દીંગ થઈ ગયો આપણા નગરશેઠના પણ તેવા મ્હેરવેશ નહીં હોય !

દયાદત્ત—મહારાજ ! ખેલને દીવસે જ્યારે જોઈએ ત્યારે તેટલુંને તેટલું માણુસ ભરાયલુંજ હોય ! ટીકીટ વેચનારના પાસે પણ તેટલું ને તેટલુંજ. ટીકીટવાળો બીચારો થાકીને સઉને જવાબ આપે કે બાપુ જાઓ ભીડ નહી કરો અંદર બીલકુલ જગ્યા નથી આપ આવતે ખેલે વહેલા પધારજો પણ કોઈ તેનું કહ્યું માને નહી. અને

ટીકીટ વારસો તેનો જીવ ખાય અંતે લાચાર થઇ બીન ઉપાયે આપે તે કહેશે અંદર બેસવાની જગ્યા મુદલ નથી તે લોકો કહેશે અમો ઉભા રહી જોઇશું અગર ગમે તેમ કરીશું તમે તમારે અમાને ટીકીટ આપો છેવટે બીન ઇલાજે તેને આપ્યા શિવાય છુટકો થાય નહીં.

સત્યકેસી—ના આપે તો શું કરે ! લેનારની મરજી હોય ત્યાં પ્રધાનજી વારાંગનાને બોલાવો.

દયાદત્ત—બહુ સારૂ રાજા ધિરાજ જેવી આપની મરજી (પ્રતિહારને, પ્રતિહાર ! જાઓ વારાંગનાને બોલાવી લાવો.

પ્રતિહાર—બહુ સારૂ ( જાય છે ને વારાંગનાને બોલાવી લાવે છે. વારાંગના આવી મહારાજા વીગેરેને નમન કરે છે. )

દયાદત્ત—કોઇ એવી ચીજ ગાઓ કે આજના આનંદમાં વધારો થાય,

વારાંગના—બહુ સારૂ જેવી રાજેંદ્રની આજ્ઞા.

( નાચ સહીત. )

રાજાજી તોરી સભા બની બહુ ઠીક, રાખે રઉન બહુ બીક
એક હાથપર બેઠા પ્રધાનજી બીજી હાથે શોભે સૌન્યાધિક. રાજા.
ઇનસાફ આપે અદલ ન્યાયનો રાય રંકની રાખી નીક. રાજા.
નથી ચોરી ચાડી દખાડી, ગુણ ગાએ પ્રજાજન અધિક રાજા.
ભીક્ષુક પામે તુમ દરબારે, મન માની તી ભીખ. રાજા.
રામ રાજ મહારાજ તમારૂં, તપો અવિચળ ગાદી નીજ. રાજા.
દિર્ઘાયુ નૃપ તમ તણું થાવે કરો શુભ કામ અધિક. રાજા.

( ગાયન પુરૂં થયે તરત વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ લઇ વિશ્વામીત્રે પ્રવેશ કરે છે, અને મલીન મુખે જોસભેર પ્રવેશ કરી, )

દ્રેશાનંદ—( જરા ગભરાટથી હે કાશી પ્રત્યે તું આંહી મોજ શોખ અને ગાનતાનમાં પડયો છું, પણ મારૂં ધરતી સીવાય કોઇ બેલી નથી ઇશ્વર પણ આ વખત કુરટાનિકંદન થઇ ગયું તેની તને કાંઇ ખબર છે ?

સત્યકેશી—(ગભરાટથી) અરે મહારાજ શું છે ! શું છે !

દ્રેશાનંદ—(માથુ ધુણાવી) કાંઇ નહીં બાપુ તુ તારે મોજે માણ્યા કર કુળનું છેદન થાય તોયે તારે શું ! સાત પાંચ છે, એટલે એક ગયે કાંઇ ફીકર જેવું નથી ખજુરાનો પગ એક ભાગ્યો તોયે શું ને આખો તોયે શું ?

સત્યકેશી—(વિહવળ બની) પણ મહારાજ શું છે તે કહેશો ખરા.

દ્વેશાનંદ—શું કહું મારા બાપનું કપાળ રાજપુત્ર વિમળબુદ્ધ ક્યાં છે!

સત્યકેશી—કેમ! તેનું તમારે શું કામ છે? તે તો તેની સંયનાલયમાં નિંદ્રાદેવીને આધીન થયો છે.

દ્વેશાનંદ—નિંદ્રાદેવીને વશ છે, કે ડાકણદેવીને વશ છે, તે ખબર તો કહડાવ.

સત્યકેશી—(પ્રતિહારને) પ્રતિહાર! જાઓ વિમળબુદ્ધ ક્યાં છે તેની ખબર લઇ સત્વર આઓ.

પ્રતિહાર—બહુ સારૂ મહારાજ (પ્રતિહાર જાય છે તપાસ કરી થોડીવારે બેબાકળો પ્રવેશ કરે છે નમીને) મહારાજ, ભાઇ તો કાંઇજ નથી, ને જેને પુછ્યું તે તો કહે છે કે અમે કંઇ જાણતા જ નથી.

દ્વેશાનંદ—(સત્યકેશીને ઠપકાથી) બસ કે? આવી ખબર રાખે છે? દોડાવ જલદી તારા સીપાઇઓને સીમમાં કે જ્યાં એક ડાકણી તારા પુત્રનું કલેજું ખાય છે તેને પકડી મંગાવી ઠેર કર નહિં તો તારા નગરના અનેક બાળકોનો ભક્ષ કરી, તારા નગરને વેરાન બનાવી દેસે ઝટ કર? જો વાર થશે તો ડાકણી તથા તહારો પુત્ર બેમાંનુ એકે નહીં મળે.

દયાદત્ત—વિપ્રજી! આપને તે વાતની કેમ જાણ થઈ?

દ્વેશાનંદ—અરે તે આ વખત કહેવાનો નથી હાલ તો સીપાઇઓને સત્વર દોડાવી તે ડાકણીને જલદી પકડી મંગાવો ને ઠેર કરો.

સત્યકેશી—સૈન્યાધીપતિ, તમો સીપાઇઓને લઇ સત્વર જાઓ ને તે તે ડાકણીને પકડી જલદી પાછા આઓ.

સુરશેન—બહુ સારૂ કૃપાનિધાન [જાય છે.]

સત્યકેશી—પ્રધાનજી! સભા બરખાસ્ત કરો હું અંતઃપુરમાં જઇ આ વાતની સર્વને ખબર કરૂં.

દયાદત્ત—પ્રતિહાર સભા બરખાસ્ત કરો.

પ્રતિહાર—કચેરી બરખાસ્ત સર્વ શોકાતુર વદને જાય છે.

---

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ શમશાન ભુમી.

પાત્ર—હરિશ્ચંદ્ર, તારામતિ, અને રોહિતનું સબ.

તારામતી સ્મશાન ભુમીમાં આવી રોહિતના સબને નીચે મુકી રડતી આંખે કાષ્ટ વીણી લાવી, ચીતા ખડકી રોહિતને તે પર સુવાડી અગ્નિ પ્રદીપ્ત કરે છે અગ્નીનો ઉજાસ જોઇ, હરિશ્ચંદ્ર પોતાની ઝુંપડીમાં બેઠેલો છે, ત્યાંથી આવી એકદમ ચેહને પાડી નાંખી મુડદુ ઉડાવી લેવા તારામતીને આજ્ઞા કરે છે.

હરિ૦—( રક્ત નેત્ર ) મારી આજ્ઞા વિના અને મારો કર આપ્યાં વીના સબને બાળનાર તું કોણ છે?

તારા૦—(કરૂણાસ્વરે) અરે પુરૂષ હું એક ગરીબ અને મહા દુઃખી સ્ત્રી છું મારો પુત્ર મર્ણ પામેલો છે તેને હું બાળવા માટે આવી છું.

હરિ૦—તારે બાળવો હોય તો મારો કર આપી સુખેથી બાળ.

તારા૦—અરે ભાઇ હું ગરીબ માણસ કયાંથી લાવીને કર આપું. મહારાજ મારી દુઃખીની દયા દીલમાં લાવી મારા ઉપર કૃપા કરી બાળવા દે, પરમેશ્વર તારૂં સારૂં કરશે.

હરિ૦—નહીં નહીં તે વાત કદીજ નહી અને મારો કર આપ્યા શીવાય છુટકોજ નથી. જો કર આપવાની ઇચ્છા ન હોય તો અહીંથી ઉપાડી જા.

તારા૦—અરે ભાઇ, તું પણ દયાહીન કેમ થાય છે. હું કયાં જાઉં, ને કયાંથી લાઉં, કોની પાસે માગું મારો સર્વ આધાર દુનિઆમાં નાશવંત થયો છે. નથી અહીંયાં મારૂં ઘર, કે નથી બાહાર આ વખતે ઉપર આભ ને નીચે પાતાળ તેમાં તું આડો થયો છે. નથી મારૂં સગુ વહાલું, કે જેથી તેની પાસેથી લાવીને આપું.

હરિ૦—ગમે ત્યાંથી લાવ મારો કર આપ્યા શીવાય બાળવાની જરા પણ આશા રાખીશજ નહી.

તારા૦—અરે, આ વખતે તું પણ કેમ આડો થયો? તું આમ છેકજ નિર્દય કેમ બન્યો છું? તું શું મારી પાસે દેખે છે કે હું તે વેચી તારો કર આપું!

હરિ૦—વાહ! તુ પણ મને દેખતી આંખે આંધળો બનાવે છે કે ! આવી રીતે તું અનેક જનોને જગતમાં છેતરી તારી

પ્રપંચ જાળ પાથરતી હોય કાઢ તારા ગળામાંનો હાર, ને તે વેચી મારો કર આપ.

તારા૦—( સ્વગત ) શું મારા સતીત્વપણામાં ભંગ થયો હશે? આના અધમ નરે મારો મંગળ દોરો જોયો.

હરિ૦—( તારામતીને વિચારમાં પડેલી જોઇ ) અરે બાઇ તું શો વિચાર કરે છે ? આમ ઉભા રહે શું વળવાનું છે ? જા અને તેને વેચી મારા કરનો સામાન લાવી આપ ખોટી શા સારૂ થાય છે?

તારા૦—(ઉંડા નિસાસો નાંખી ) અરે હું અભાગણી, પાપણી તને શું કહું આ મંગળદોરો મારા પતી હરિશ્ચંદ્ર સીવાય કોઇના દેખવામાં આવતો નથી. તેને આજ તે નીચ પુરૂષે જોયો, એથી મને ઘણું દુઃખ લાગે છે.

હરિ૦—( પોતાનું નામ સાંભળી આશ્ચર્યતાથી ) કોણ પ્રિયા તારામતી ! ! તારી આવી દશા ! ! ।

તારા૦—હા પ્રિય સ્વામીનાથ ? હું કિનુભાગ્ય આપની સ્ત્રી તારા ! તેની ઇશ્વરે આવી દશા કરી.

હરિ૦—પ્રિયા રોહિતની આવી દશા થવાનું શું કારણ છે ?

તારા૦—પ્રિય પ્રાણ તે અગ્નીસેનના હુકમને આધીન થઇ છોકરાઓ સાથે બીલી પુષ્પ અને દર્ભ લેવા માટે ગયો. ત્યાં કાળ રૂપી સરપે આવી તેનો પ્રાણ હરી આવી દશાને પહોંચાડયો.

હરિ૦—( શોકાતુર ચહેરે ) અરે મારા પ્રાણ કરતાં વાંલા રોહિત ! તારી આવી દશા ! ( સક્રોધ ) અરે દુષ્ટકાળ સર્પ, દયાહીન બની કેમ મારા પુત્રનો જીવ લીધો; અરે પ્રિય બાળ તેં મારા ઘરમાં અવતાર લીધો પણ કાંઇ સુખ ન પામ્યો ઉંચી પંક્તીમાં નાંખી નીચી પંક્તી જેટલું પણ સુખ ન લીધું અરે હાય ! ! પ્રિય તારા તું અગ્નીસેનને ત્યાં જઇ એક પૈસો સવા હાથ લુગડુ અને આના મોમાં માય તેટલા ચોખા લઇ આવ, કે પછી ઝટ તેની દહન ક્રિયા કરીએ.

તારા૦—પ્રિય પ્રાણનાથ ! જે મને અહીં આવવા માટે હરકત કરતો હતો તે શું આપનો કર આપી પાછી શું આવવા દેશે.

હરિ૦—ગમે તેમ હોય, પણ મારા ધણીનો કર તારે આપવો પડશે આપ્યા શીવાય છુટકો થનારજ નથી ચોખા ન લાવીશ પણ એક પઇસો, સવા હાથ લુગડું લઇ આવ.

તારા૦—તે હું ક્યાથી લાવું !

હરિ૦—ગમે તેમ કર જા, ઝટ જા અને લઇને પાછી વહેલી આવ.

તારા૦—બહુ સારૂ સ્વામીનાથ, જેવી આપની આજ્ઞા. આપ આપના પુત્રને સાચવજો, હું લઇને સત્વર આવું છું [તારામતી જાય છે, હરિચંદ્ર, રોહિતના સબને પોતાની ઝુંપડીમાં લઇ જાય છે.]



## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ વિમળબુધનું સબ સ્થાન.

પાત્ર—વિમલબુધનું સબ તારામતિ (પાછળથી) સુરસેન અને કેટલાક સીપાઇઓ વીગેરે, વીગેરે.

તારામતિ—સ્મશાન ભુમીથી પાછા આવતા, મારગમાં રોહિત જેવો બાળ મૃત પામેલો જોઇ, નીચે બેશી તેનુ મુખ નીહાળી કહેછે.

તારામતિ—અરે આ કોમળ બાળક કોનું હશે ! અને તેને મારી નાખી આંહી કોણ મુકી ગયું હશે ! (તેનું અંગ તપાસી) અહો ! શું તેનું સુંદર સ્વરૂપ. આવા બાળકને મારતાં કેમ તેની છાતી ચાલી હશે ! (તેના મુખ સામું જોઇને) શું તેના મુખનો આકાર (છેટથી એક સીપાઈની નજર ત્યાં પડે છે તેથી)

૧ સીપાઇ—(બધાને) અરે જુઓ જુઓ !!! દેખાડીને પણ કોઇ સ્ત્રીને બાળક દેખાય છે. [સઉ તે બાજુ જોઇને]

સર્વ સીપાઇ—અરે ! હા હા એજ, આપણા રાજકુંવરનો જીવ લેનાર ડાટણી ! (સરવ જણા તે તરફ જાય છે. સીપાઇને આવતા જોઇ ગભરાઇને નાસવા જાય છે એટલે)

સુરસેન—(સરવ સીપાઇને) અરે પકડો ! પકડો !! જુઓ જો શું ! હાથમાં આવેલી જશે તો પછી બુરા હવાલ થશે.

(કેટલાક સીપાઇઓ તારામતીને પકડે છે તેથી)

તારામતિ—(સીપાઇઓને ગભરાટથી અરે તમે મને પકડો છો કે ! મેં આપનો શો અપરાધ કર્યો છે !

સુરસેન—માહારાજના બાળના રૂધીરનો ભક્ષ તો કયારુની કરી ગઇ ને હજુ વાક પુછે છે, (સીપાઇઓને) સીપાઇઓ, મારો એને ધક્કા ને લઈ ચાલો દરબારમા (સીપાઈઓ ધક્કા મુકી કરતાં રાજ્ય કચેરીમાં લઇ જાય છે.)

## પ્રવેશ ૧૩ મો?

### સ્થળ—કાશીરાજાની કચેરી.

પાત્ર—સત્યકેશી, દયાદત્ત, સુરસેન; તારામતિ, સિપાઈઓ અને કાળસેન વિગેરે વિગેરે.

દયાદત્ત—(રાજાને) કૃપાનિધાન ! સુરસેનજી, રાજકુમારના શા સમાચાર આવ્યા !

સત્યકેશી—(શોકાતુર વદને) પ્રિય પ્રધાનજી, હજી કાંઇ પણ સમાચાર લઇ સુરસેનજી આવ્યા નથી. વખત તો ઘણો વ્યતિત થઈ ગયો (એવામાં ધક્કા મારતા ને તેને ફીટકાર દેતા કચેરીમાં દાખલ થાય છે. )

સુરસેન—(દંડવત કરીને) મહારાજ, આપના કુમારનો જીવ લઈ સઘળા નગરને શોકાતુર બનાવનાર આ ડાકીણી.

સત્યકેશી—કેમ બાઇ મારા સુકોમળ બાળકનો જીવ તે લીધો.

તારામતિ—(બે શુદ્ધપણે) હા. મેં જીવ લીધો.

સત્યકેશી—તેં એને શાથી માર્યો ? અને તું કોણ છું ?

તારામતિ—( શોકાતુર ચહેરે ) હું એક દુઃખી અબળા છું હું કાંઇ નથી ડાકણ કે શાકણ કે કાંઇ વ્યંતરી મારા દુઃખનો દવ લાગ્યો છે, તેથી તેમાં હું બળી મરૂં છું.

સત્ય૦—( જરા ક્રોધથી ) તેં એને શા માટે હણ્યો બોલ સાચું કહે ?

તારામતિ—(દીનતાથી,) ધેજ, મને એમજ સુજયું, હવે મહારાજા મને માફ કરો. (એમ કહેતાંવારજ આંખમાંથી આંસુ ધારા છુટે છે, તે જોઇ રાજા મનમાં વિચાર કરે છે. ]

સત્યકેશી—(મનમાં) અરે આ બીચારી કોઇ દુઃખયારી સ્ત્રી જણાય છે અને તેના શોકમાંજ અને દુઃખમાંથી છુટવાને આ ગુનો પોતાને શિરે લેછે તેની મુખમુદ્રાજ સઘળું કહી આપે છે કુમારનો આને વધ કર્યો હોય તેવું મને ભાસતું નથી. ( નમ્રતાથી ચાસન ) બોલ બાઇ સાચુ બોલ। તારૂં મન ઠેકાણે રાખી બોલ। નકામી અપરાધી બની બે ધજત થઇ વગર મોતે શા માટે મરવું માગે છે. જેવું હોય તેવું સાચે સાચું કહી દે.

તા.રા૦—મહારાજા, જે મેં કહ્યું છે તે સાચુંજ કહ્યું છે. આપના પુત્રનો પ્રાણ લેનાર ખરેખર હુંજ છું.

સત્યકેશી—(પ્રધાન પ્રત્યે) પ્રધાનજી, અમે તો એમ લાગે છે કે મારા પુત્રનો આ બાઈએ જીવ લીધો હોય તેવું કાંઈ માલમ પડતું નથી તેના મુખ ઉપરથીજ તે મહા દુખી હોય તેમ લાગે છે દુઃખની પીડામાં તે બાળક માર્યાનું કબુલ કરે છે.

દયાળદત્ત—મને પણ એજ ભાસે છે મહારાજ ? ( તારામતિ પ્રત્યે) કેમ બાઈ રાજકુમારને તેંજ માર્યો છે.

તારામતિ—(છાતી ઠોકતી હા હા મેં માર્યો છે મે ? ?

સુરસેન—રક્ત નેત્રે) અરે મહારાજ, આપ આ શું વદો છો ? તે પોતાના મુખથી માર્યાની વાત કબુલ કરે છે, ને વળી અમો સઘળાએ રાજકુમારનો જીવ લેતાં જોએલી, તેને શું આપ નિરપરાધી ઠરાવો છો ? આપને મારા ભાષણ ઉપર ભરૂસો ન હોય તો પુછો આ પટાવાળાને.

સર્વ સિપાઈઓ—હા, મહારાજ, સેનાધિપતિ કહે છે તે સત્ય વાત છે. તેનેજ આપણા રાજપુત્રનો સંહાર કર્યો છે અમે તેને કુંવરજીની કને બેઠેલી જોઈ છે.

સત્ય૦—ઠીક ત્યારે ( લાચારીથી ) જાઓ કાળસેન ચંડાળને સત્વર બોલાવી લાવો. (એક સિપાઈ કાળસેનને બોલાવવા જાય છે. કાળસેન આવી સભાને નમન કરી (મહારાજા પ્રત્યે)

કાળ૦—ચેમ બાપજી ! ચેમ આપણા ગોલામને આંહી બોલાવનો પડગો સે ? (માથે મુંડસો અને હાથમાં સાતરણો લઈ આમ તેમ ધુમે છે, રાજા કપાળે હાથ દઈ શોક સાગરમાં ડુબકાં મારે છે.)

દયાળદત્ત—કાળસેન ! (બતાવીને) આ બાઈએ આપણા રાજકુમારનો સંહાર કર્યો છે, માટે એકદમ તેને સ્મશાન ભુમીમાં લઈ વધ કરવાનો સખત હુકમ છે, માટે તેને એનો વધ કરવાને સોંપવામાં આવે છે. )

કાળ૦—સરવે સભાને નમન કરી) બહુ સારૂં બાપ ! (તારામતિને ધકા મારતો તથા કટુ વેણ બોલતો લઈ જાય છે) અરે રાંડની આશરું બાપના પુતરનો વધ કરી, શાસ હવે હું તેનો હવાદ તુને સખાડું સાલ ઉતાવળી સાલ ( ધકા મારતો લઈ જાય છે ને સર્વ કચેરી મંડળ વિમળસુરનું સમ લેતાં જાય છે.

—⊱✲⊰—

## પ્રવેશ ૧૪ મો.

### સ્થળ—સ્મશાનભુમી.

પાત્ર—હરિશ્ચંદ્ર, સત્યકીર્તિ, વિશ્વામિત્ર, તારામતી, રોહિતનું સબ અને પાછળથી વિસ્તુ. શિવ, બ્રહ્મા વીગેરે દેવો.

( હરિચંદ રોહિતના સબ પાસે બેઠેલો ત્યાં વિશ્વામીત્ર આવે છે, હરિચંદ તેને પ્રણામ કરે છે. )

વિશ્વા૦—અરે હરિચંદ્ર તું તારી ખોટી હઠને માટે આવું અસહ્ય સંકટ સહન કરે છે. કયાં ગઇ તારી સત્વતા ? કેમ હજુ તને દુઃખમાંથી મુક્ત કરતી નથી ? તુતો તેને વળગો રહ્યો છું, પણ તે તો તારી જરાએ પરવા કરતી નથી. ખોટી હઠ શા સારૂ પકડી બેઠો છું ? માન માઇ કહેવું માન ! ! જો પ્રથમથી મારૂં કહેવું માન્યું હોત તો આટલો દુઃખી ન થાત, અને બીજાને દુઃખી ન કરત હશે જે થયું તે ખરૂં પણ હવેજ બોલી જા કે તમને મેં રાજ આપ્યું નથી એટલે બસ ! એટલું કહેતાં વારજ તારૂં સર્વોતમ તારે સ્વાધીન કરી દઉં ! !

હરિ૦—( આ સાંભળી ક્રોધાવેશમાં આવી. )
અરે વટલી હાલા તારી એન બેમ બાદશાની સાચીરે. એ રાહ.
કદિ સુર્યમાંથી શિતળતા જાય, તોયે અસત્ય નહી વદુરે;
કદિ સોગણે સિંહ તૃણ ખાય. તોયે.
કદિ પેટમાં જીવતી પચે માંખ. તોયે૦
કદિ સ્ત્રી સામાં જોતાં ન વળે ઝાંખ. તોયે૦
કદિ વંઝાને પુત્ર પ્રસુન થાય તોયે૦
કદિ બંડળથી કામ શાંત થાય. તોયે૦
કદિ પાનો ચઢે પાવઇયાને કો દીન. તોયે૦
કદિ જળથી જુદુ રહે મીન. તોયે૦
કદિ આભ મંડળ તુટે મુજ પર તોયે૦
કદિ બનાવે જો ધરણીધર. તોયે૦

(ગદ્ય અરે મહારાજ ! રાજ તે શું ! પણ આંખુ બ્રહ્માંડ આપવાની લાલચા દેખાડો, તોય પણ જરા માત્ર સત્ય છોડવાનો નથી જ ! ! ને નથીજ ! ! !

વિશ્વા૦—ઠીક ત્યારે જેવી તારી મરજી ! આતો તારી દયા

ની ખાતર કહેવા આવ્યો હતો મારે તારી શી પરવા હતી કે જેથી તને વારે વારે કહેવા આવું છું તારૂં દુઃખ મારાથી જોઇ નથી શકાતું અને તારી દયાની ખાતર કહેવા સારૂં આવ્યા વિના નથી ચાલતું તેથી મારા સઘળાં કામ તજીને બોધ દેવા સારૂ આવું છું જો તને ખોટું લાગતું હોય તો હું મારે આ ચાલ્યો જરા તામસથી પામજે સુખ ! સુખ ભોગવ્યું નહી હોય ! ! જોઉં છું તું કયાંસુધી તારી સત્યતા રાખે છે ? ( એમ કહી વિશ્વામિત્ર જાય છે. હરિચંદ્ર કંઇ કારણસર પોતાની ઝુંપડીમાં જાય છે, પછી સત્યકીર્તિ પ્રવેશ કરે છે આમ તેમ જોઇ, હરિચંદ્ર નહીં દેખવાથી )

સત્ય૦—હમણાજ મારો પ્યારો સરદાર આંહી દેખાતો હતો તે એટલી વારમાં કયાં ગુમ થઇ ગયો ? મહારાજા હરિચંદ્ર ( એમ કહી બુમ મારે છે હરિચંદ્ર પોતાની ઝુંપડીમાં પોતાનું નામ સાંભળી તથા સત્યકીર્તિનો સ્વર ઓળખી બહાર આવે છે. સત્યકીર્તિને જોઇ.

હરિ૦—(આશ્ચર્યતાથી) કોણ મીત્ર સત્યકીર્તિ ! ! તમે આંહી એકાએક કયાંથી ?

સત્ય૦—જયારથી આપની પાસેથી જુદો પડયો, ત્યારથી આપના દર્શનની અભિલાશીએ અનેક સ્થળો તપાસ્યા પણ કાંઇએ આપની ભાળ મળી નથી ફકત આજ સ્થળ તપાસવું બાકી હતું જ્યાં પરમકૃપાળુ પરમેશ્વરે આપની ભેટ કરાવી.

હરિ૦—જ્યાંથી આપણ બંને જુદા પડયા તેજ વખતે તમને અયોધ્યાપુરીએ પ્રવાસ કરવા કહ્યું હતું પણ તમે તે માન્ય નહી કરતા અહીં રહ્યા એ કાંઇ સારૂં કીધું નહીં.

સત્ય૦—માફ કરો મહેરબાન ! ફકત આપની મુલાકાત કરી જવાનો વિચાર હતો તે ઇશ્વરે મારી મનોવાંછના પુર્ણ કરી હવે ફકત આપની રજાનીજ રાહ જોઉં છું (એવામાં કાળસેન ધકા મુકી કરતો તારામતિને તે સ્થળે લઇ આવે છે. )

કાળસેન—(જરા દુરથી) સાલી રાંડ સાલી હવે હાની દરઆયસ ? અમારા કુંવર સાબનો જીવ લેતા તો સારો લાગ્યો (ધકો મારીને ) હેંડ હવે હેંડ ધીરી હાની ચાલે સે તો પાડા જેવી (ધકો મારીને) હાલ તારા બાપનું કાળું થાય (એમ કહી તેને પકડી લાવી હરિચંદને મારવા માટે સોંપે છે (હરીચંદ પ્રતી) બારે

હરિઆ ! આ પ્રેતકરીનું બોડુ તારી તરવારથી એકદમ કાપી દે જરા પણ ઢીલ કરીશ નહીં તેનું મુખ જોવું વાજબી નથી.

હરિ૦—મહારાજ એવો તેને શો ગુનો કર્યો છે કે તેને આવી સખત સજા ? !

કાળશેન—એને આપણા મહારાજાના કુવર સાઅતે મારી નાંખસે (તારામતી સામું જોઇ લાંબો હાથ કરી ) મેર સંડણી તને જરાપણ દયા નહી આની ચાખ હવે તેનો હવાદ ( હરીચંદ્રને ) હરીઆ મારે કામસે તે હું જાઉ છું તું આને જલદીથી જમપુરી મોકલી દેજે ભુલીશ નહી હોકે કાંઇ લાલચ ખાઇ છોડી દેતો નહી હોકે ! નહી તો આપણા સઘળાનું હત્યાનાક વળી જાશે.

હરિ૦—આપ સુખેથી સિધાવો આપનો કહેલો હુકમ સત્વર બજાવું છું નચિંત રહો અને સઘળો ધારતી દુર કરો કાળસેન જાય છે એટલે હરિચંદ્ર તારામતિ પ્રત્યે

હરિ૦— શ્રી જગતપતિ, પ્રભુ આપ સન્મતિ એ રાહ.

અહો પ્રિયા મારી શી આ દશા તારી;

કહો તું મુજને સત્ય સર્વે અત્રે વિચારી. અહો. ટેક

તારા૦—અજ્ઞાસેન બ્રાહ્મણને ત્યાંહી કીધો વિક્રય આપ;

શોપ્યા કારજ મમ પુત્રને તેમાં થયો પરિતાપ

પ્યારા મારા અહો, વૃતાંત આપ કહો,

અત્રે વસ્યાં શા થકી, તે મમ પાસે લહો. એ ટેક.

હરિ૦—વિક્રય કરીને તુજ પુત્રનો રૂણ આપ્યું રૂષિરાય;

વળી માગી નક્ષત્રે દક્ષણા કરવો શો ઉપાય. અહો.

તારા૦—એક દીન મિત્રોની સાથે મોકલ્યો રોહિત પુત્ર;

ગયાં તે વનમાં પુષ્પ લેવાને ત્યાં થયો સર્પ કપુત.

હરિ૦—કાળસેન ચંડાળ લીધો આપી મહોર હજાર;

સોપ્યું કામ મુને મુડદાનું જુઓ પુત્ર આવાર; અહો.

તારા૦—ડસ્યો કાળજે આપ પુત્રને કહિ મિત્રોએ વાત;

રજા લઇ હું ચાલી ત્યાંથી દીઠો ચતાપાટ. પ્યાર

હરિ૦—મુડદાના મુખ કેરા ચોખા ભક્ષણ કરવા સાર;

ઝટ તું તારૂં શિર કપાવા હવે થા તઇયાર. અહો.

તારા૦—ઉંચકીને હું લાવી અહિંઆ દેવા અગ્નિ દાહ;
સળગાવી ચિતા હું જેથી. નાખવા સાધુ લાગ. પ્યારા

હરિ૦—સ્ત્રી હત્યા કહી શાસ્ત્રોમાં સર્વ હત્યાથી સાર;
પણ સતના પ્રભાવે કરીને કરવી પડે તુને ઠાર. અહો.

તારા૦—એકદમ આવી આપ અતરે, કીધી મને નિરાશ;
કર આપનો લેવા માટે, પાછી ગઇ હું ખાસ. પ્યારા.

હરિ૦—દેવગતિ ન્યારી છે ન્યારી, કોઇ નહી પામે પાર.
રંક હોય તે રાય બનાવે રાય થાય નાદાર; અહો.

તારા૦—દીઠા માર્ગમાં મૃત પામેલો રોહિત જેવો બાળ;
નીચું જોઇ નીહાળુ તેને આવ્યા એવે રક્ષપાળ. પ્યારા.

હરિ૦—એમાં દઇવને દોષ ન દેવો, દોષ કરમનો હોય;
પુર્વ ભવે જે પાપો કીધાં, તે નડતર આહી હોય. અહો.

તારા૦—એકદમ બાંધીને મુને, લઇ ગયા રાજા પાસ;
ગુનો શીરે મુકી મોકલી, કરવા માટે નાશ. પ્યારા.

હરિ૦—સરવે તુજ વૃતાત સુણીને, થયો વાકેફ હું મન;
ધ્યાન હરીનું ધરીને મનમાં, કપાવ્ય તારૂ તન. અહો.

હરિચંદ્ર અને તારામતીને અરસપરસ પોતાના દુઃખની વાતો કરતા જોઇ વિશ્વામીત્ર મનમાં ખુશી થતો રાજાને ખબર કરવા સારૂ જાય છે ને ત્યાં રાજાને તેડી લાવી છેટેથી એક બીજાને વાતો કરતાં બતાવે છે. તે જોઇ રાજા ગુસ્સે થઇ પાસે આવી હરિચંદ્રને

સત્ય૦—અરે વધસેન ? ક્યાં કાળસેન ?

હરિ૦—નમીને મહારાજ તે પોતાને ઘેર કાંઇ કામ સારૂ ગયા છે.

સત્ય૦—સીપાઇને ઉંચે સ્વરે સિપાઇ જાઓ કાળસેનને જ્યાં હોય ત્યાંથી બોલાવી લાવો.

સિપાઇ—બહુ સારૂ રાજેંદ્ર ? એમ કહી જાય છે ને કાળ-સેનને બોલાવી લાવે છે.

સત્ય૦—કાળસેનને ગુસ્સેથી કેમરે કાળસેન મેં તને આ સ્ત્રીને શું કરવા સોંપી હતી ?

કાળસેન—ધ્રુજતો ધ્રુજતો બાપોજી તેનો વધ કરવા;

સત્ય૦—ત્યારે કેમ તેને હજુ સુધી જીવતિ રાખી છે ? શું તેને મારા પુત્રનો સંહાર કર્યો એવી તને ખબર નથી ?

કાળ૦—( બે હાથ જોડી ધ્રુજતો ધ્રુજતો ) મારાજા જાણ, અને હમણી વાતની ખબરસે પણ આપજી મારે જરૂરનું કામ હતું તેથી આ મારા સેવકને છુપીને ગયો હતો. ( હરિચંદ્રને ) ચેમરે હરીઆ હજુ તેને ચેમ જીવતી રાખીસે.

હરિ૦—( નમીને ) મહારાજ, તે પોતાના દુઃખનો વિલાપ કરતી હતી તેથી તેનો વધ કરવામાં મને વાર થઈ, તે માફ કરશોજી આપનો સેવક આપનો હુકમ બજાવવા તઈયાર છે ( તારામતિને) ચાલ હવે તારા પાપી કર્મનો બદલો આપવાને તૈયાર થા !

( એવામાં અગ્નીસેન તારામતિની ખોળ કરવા ( ફરતો ફરતો ) તે અત્રે આવી પહોચે છે. જરા દુરથી )

અગ્નિસેન—(થાકી ગએલો આવે છે) અરે હું ક્યાં સોધુ ને ક્યાં જાઉં શહેરના સઘળા ઠેકાણાં જોઇ વળ્યો પણ હજુ સુધી એ રંડાનો કુંઇએ પત્તો લાગતો નથી અરે હાય ! ! ઉંડા નિશાસો નાખતો પૈસો ગયો ને સોકો પણ ગયા ! પ્રથમ છોકરો મરી ગયો ને આ રંડા ફેરત કરી નાશી ગઇ, પ્રથમથી આવું જાણ્યું હોત તો પૈસા પારકા કરત નહીં ( જરા લાંબી જર જરાતી ) અરે પણ કોઇ ઓનો વધ થતો હોય એવું લાગે છે લાવ ! જરા જોઉં તો ખરો નજીક જઇ ( તારામતિને જોઇ માથુ ધુણાવતો ) સત્યાનાશ ! નખોદ વળ્યું ! અથડાઇ અથડાઇ થાકયો અને છેવટે પત્તો મળ્યો. ત્યારે આવી હાલતમાં ! અરે હાયરે બાપલીયા મહા મહેનતે મેળ- વેલા પઇસા ધુળ મળી ગયા. ( એક સીપાઇને ગુપ્તપણે ) અરે આ- ઓનો શા માટે વધ કરે છે ? અને માહારાજાનું પધારવું શા ની- મીતે થયું છે ?

સિપાઇ—આ રાજાના કુમારનો સંહાર કરી. કુળને નિર્મુળ બનાવ્યું છે ?

અગ્રી૦—(માથુ કુટતો અને ઉંડા નિસાસા નાંખતો) હાય, હાયરે ! છેવટ રંડા આવી દશાને પહોચી ? હવે તેને મારા ઘરમાં રાખવાથી શો ફાયદો છે ? જેણે આવા સકોમળ બાળકનો વધ કર્યો તે બીજું શું ન કરે. (તારામતીને ધિક્કાર દઇ) ધિક્કાર ! ધિક્કાર

હરિશ્ચંદ્ર તારામતિ રોહિતને પ્રણામ કરે છે.

સર્વ દેવો—હરિશ્ચંદ્ર હોય ભવ્યા અક્ષય સુખના ભોગી થાવ.

ભુવનપતી—} ઓઇ હરિશ્ચંદ્ર ! મારી પ્રત્યે તારી શી
વીશ્નુ—} યાચના છે ?

હરિ—( નમીને ) ત્રિલોકયના નાથ, જગતપાલ, કરૂણાસાગર આપના સેવકની આપ પ્રત્યે એટલીજ વિનંતી છે કે હવે પછી મારા જેવું કષ્ટ કોઇ પુરૂષને આપતા નહી.

ભુવનપતિ—તથાસ્તુ પુત્ર હરિશ્ચંદ્ર ? ?

સત્યકેસી—( નીજ જનોને ) અરે, જો ચીતા ખડકી રાખ્યા હોય તો શબને તે ઉપર મુકો અગ્નીને હવાલે કરો.

ભુવનપતી—( આ સાંભળીને ) અરે સજુર ! આમ સળગાવવાનું કાંઇ કારણ નથી, કાઢો તેને ચીતામાંથી બહાર ! ચીતામાંથી બ્રહ્મદેવના કહેવાથી બહાર કાઢે છે એટલે પાણી મંત્રથી તે પવિત્ર કરી તેના ઉપર છાંટે છે. થોડીવારે છોકરો બેઠો થાય છે આમ તેમ જોઇ આશ્ચર્યતાથી ઉભો થાય છે સર્વ દેવો તથા તેના પીતાને પ્રણામ કરે છે

સર્વ દેવો—આચ્યા સુખી રહો તમારૂં દિર્ઘાયુ થાઓ રાજને તેજસ્વી કરો અને રઇયતપર રેહેમ રાખી રામ જેવું રાજ ચલાઓ.

ભુવનપતી—(સત્યકેશીને) અરે રાજેંદ્ર ! આ નિર્દોષ સ્ત્રીનો શા માટે વધ કરાવે છે ? બીજાને તકશીરમાંથી ઉગારી નિજ શીર લઇ, દુઃખમાં અકળાએલી અબળાએ બેશુદ્ધપણે પોતે ગુન્હો કર્યો છે એવું કબુલ કર્યું તેથી શું તે ગુનેગાર ઠરી ? ખરો ચોર બચી જાય ને ખોટો ચોર માર્યો જાય એવો ન્યાય કર્યો તું રાજા બની તારામાં ખરો ગુન્હેગાર પારખવાની શકિત નથી. તો તારૂં રાજ કેવી રીતે ચાલતું હશે ? ( વિશ્વામીત્ર તરફ આંગળી કરીને ) જો, તારા બાળકનો જીવ લેનાર પાપી પેલી બાજુ ઉભો ( વિશ્વામીત્ર ધ્રુજતો આવી સર્વે દેવને નમસ્કાર કરી તથા રાજાને નમીને )

વિશ્વા—હાથી :નૃપ, મારી તકશીર માફ કર, ખરેજ એ સ્ત્રી નિર્દોષ છે ને તારા બાળકને મારનાર હું છું. ( વિસ્નુને )

ક્ષમા કરો ! ક્ષમા કરો ! ! આ કીંકરપર કરૂણા કરી કરેલાં કૃત્યની માફી બક્ષો. [ એટલામાં ઇંદ્ર તથા વશિષ્ટ વૈમાનમાં બેશી આવે છે. વૈમાનમાંથી નીચે ઉતરી ત્રણે દેવોને બંને જણા નમે છે.]

ઇંદ્ર—વિશ્વામીત્ર ! તમે તમારી પ્રતિજ્ઞામાં પાછા હઠયા છો માટે તમારી સરત પ્રમાણે તમારૂં અર્ધ તપ ફળરૂપી વશિષ્ટને આપો

વિશ્વા—તૈયાર છું સુરેંદ્ર ! ( પોતાના હાથમાં જરા જળ લઇ વશિષ્ટને ) લ્યો રૂષી વશિષ્ટ કરો હાથ લાંબો. (વશિષ્ટ લાંબો હાથ કરી તેના સામો ધરે છે એટલે વિશ્વામીત્ર વશિષ્ટના હાથમાં મુકે છે વશિષ્ટ પોતાના શિરપર નાંખે છે વિશ્વામીત્ર, હરિચંદ્રને નમીને.

હે મહાન સત્યવાદી હરિચંદ્ર, મેં તને મારી મુર્ખતાને લીધે ઘણું અસહ્ય સંકટ આપ્યું છે. તેનો રોષ રાખમાં. રામદેવજી મારી પર કૃપા દ્રષ્ટી કરી માફ કરજે જો આવો તારો સત્યનાપર દ્રઢભાવ છે એવું જો મેં પ્રથમથી જાણ્યું હોત તો કદિ પણ મુની વશીષ્ટ સામા વાદ કરત નહીં અરે ધિક્કાર છે મને કે આવા સત્યવાદી ઉપર તથા સીળવંતી સતી તારામતી ઉપર તથા કોમળ બાળકપર અગણીત સંકટોનો વરસાદ વરસાવ્યો.

હરી—(નમીને) મહાન રૂષીરાજ આપ શોકાતુર ના થાઓ એમાં આપનો બીલકુલ વાંક નથી એતો મારા પુર્વભવનો સંકેત મુજબ સર્વ બન્યું છે એમાં આપ શું કરો ! !

સત્યકેશી—સદગુણી જનોની હમેશ એવીજ વાણી હોય છે. (તારામતી પ્રત્યે) સતી માતુ તારામતિ ? મારાથી જે તમારો અપરાધ થયો હોય, અથવા કાંઇ અઘટીત વર્તણુકથી વરત્યો હોઉં તો તે સરવેની તમારી પાસેથી માફી ચાહું છું.

તારા—રાજેંદ્ર ! આપ એમાં કાંઇ પણ જાતની દીલગીરી દર્શાવવી નથી ઉલટો અમારે તમારો પાડ માનવો જોઇએ કારણ કે તમારી ભુમીમાં આવી અમો ઘણાં સુખી થયાં એને સરવ અમારા કાર્ય થોડી મુસ્કેલીથી પરીપુર્ણ થયાં. જ્યાં સુધી અમારા સરવેના નશીબમાં દુઃખ ભોગવવું લખ્યું હતું ત્યાં સુધી ભોગવ્યું, એમાં આપ સઘળાં શું કરો.

સત્યકેશી—(જરા શરમીંદા થઇ) ખરૂં છે.

કાળસેન—(પોતાનું સ્વરૂપ પ્રગટ કરી ) અહો પ્રૌઢ પ્રતાપી

હરિચંદ્ર ! તું એમ જાણતો હોઈશ કે મેં અધમમાં અધમ જાતને ઘેર વેચાઈ કનિષ્ટ સેવા બજાવી છે. પણ હું યમદેવ છું તારી ખરી સત્યતાની સાક્ષી માટે સુરેંદરના હુકમથી આંહી સ્મશાન ભુમીમાં ચંડાલના વેશથી રહ્યો હતો મારાથી જે કાંઈ તારી સાથે અઘટીતપણું થયું હોય તે માફ કરજે.

અગ્નીસેન—(તારામતીને તથા રોહિતને) સતિ માતુ તારામતી તથા પ્રિય રોહિત ! તમો એમ ન સમજતા કે અમે એક વિપ્રને ઘેર દાસપણું ભોગવ્યું છે હું અગ્નીદેવ છુ હું પણ ઇંદ્રરાયના હુકમથીજ આ નગરમાં દ્વીજનો વેશધારી હરિચંદ્રની સત્યતાની સાક્ષી માટે રહ્યો હતો તમારા પ્રત્યે મારી ઘણીજ અરમણુના થઈ છે તે મનમાં નહી માનતા માફીને મારગે ચઢશો.

ભુવનપતી—હરિચંદ્ર ! કાંઈ પણ શંકા મનમાં નહી લાવતાં તારૂં રાજ તારે તાબે કર ! !

હરી—( નમીને ) આપનો હુકમ શિર ચડાવું છું ( સરવે દેવોને નમીને ) એ જગતપાળક, દીનદયાળ, કરૂણાસાગર દેવો ! મારી આપ સરવ પ્રત્યે એવી યાચના છે કે અહોનિશ આપના દરશનનો લાભ મને હો ! !

સર્વ દેવ—જા તારો મનોવાંચ્છના સફળ થશે.

( ભુવનપતિ ને ભુપતી વર્ઇમાનમાં બેસી પોતપોતાને ઠેકાણે જાય છે, ઇંદ્ર, અગ્નીદેવ; યમદેવ વઇમાનમાં બેસી સ્વર્ગમાં સિધાવેછે કાશીપતી તથા તેનો કુંવર તથા બીજા કામદારો તથા પ્રજા વર્ગ કાશીપુરીમાં જાય છે હરિચંદ્ર, તારામતી રોહિત અને સત્યકીરતી વીગેરે વિશ્વામીત્રના મંત્ર બળથી આંખ મીંચીને ઉઘાડો એટલામાં અયોદ્ધાપુરી પહોચે છે વશિષ્ટ તથા વિશ્વામીત્ર પવનપાવડીથી પોતાના આશ્રમે સીધાવે છે.

સમાપ્ત.